નવા ધોરણ પ્રમાણે

# ધોરણ ચોથાની નોટ.

તથા

# ખુલાસો.


છપાવી પ્રસિદ્ધ કરનાર,

**સોમચંદ ભગવાનદાસ શાહ.**

પબ્લીશર, કમીશન એજન્ટ એન્ડ બુકસેલર.

પાનકોરના નાકા—અમદાવાદ

નોટ શ્રી સત્યનારાયણ પ્રીન્ટીંગ પ્રેસમાં છાપી તથા
ખુલાસો ધી એડવર્ડ પ્રી. પ્રેસ, જુની મુંબઇ બેંક
અમદાવાદમાં અંબાલાલ હરગોવિંદદાસે છાપ્યું.

સને ૧૯૧૬. પ્રત ૩૦૦૦. આવૃત્તિ ૨ જી.

કીમત ૦-૮-૦

બગડવા માંડી.
દેહ છોડ્યો=મરણ પામ્યા, સ્વર્ગવાસી થયા
દબદબાથી=આડંબરથી ભપકાથી.
રાજ્યાભિષેકની ક્રિયા= રાજગાદીપર બેસવાનું કામ.
પાયતખ્ત=રાજધાનીનું શહેર.
રાજભક્તિ=રાજાની સેવા, રાજા તરફની વફાદારી.
કલ્યાણ ઇચ્છે છે=સારૂં ચ્હાય.
આબાદી=ચઢતી.

સવાલ—(૧) શહેનશાહ જ્યોર્જ અને તેમના કુટુંબની ટૂંક ઓળ-ખાણ આપો. (૨) શહેનશાહનો જન્મ દિવસ, ન્હકાબર્ન અને તેમના મોટાભાઇનું નામ જણાવો. (૩) શહેનશાહ તથા તેમના ભાઇને કઇ કઈ બાબતોનું શિક્ષણ કેવી પદ્ધતિથી આપવામાં આવ્યું? (૪) તેમને જે પદ્ધતિથી શિક્ષણ મળ્યું. અને તમને જે પદ્ધતિથી શિક્ષણ મળે છે તેનો મુકાબલો કરો. (૫) શહેનશાહ જ્યોર્જના ઇંગ્લાંડમાં અને હિંદુસ્તાનમાં રાજ્યાભિષેકની ક્રિયા ક્યારે થઇ. અને હિંદવાસીઓએ તે વખતે કેવી અનુપમ રાજભક્તિ દર્શાવી? તેનું વર્ણન કરો. (૬) નૌકા શાળા, નૌકાસૈન્ય, પાયતખ્ત, પ્રિન્સ ઓવ વેલ્સ, અને યુવરાજ એ શબ્દોની વ્યાખ્યા આપીને સમજાવો.

## પાઠ ૨ જો.
## સ્વામી ભક્તિ.

રજપુતસ્તાન=રજપુતોનું ઠેકાણું.
નાગોર=અજમેર.
શત્રુ=દુશ્મન.
થાણું=ચોકી.
લડત=લડાઇ.
બચાવ=રક્ષણ.
સંભવ=આશા.
ફોજ=લશ્કર.
શરણે ગયો=આશ્રય મેળવવા, અથવા મદદ લેવા ગયો.
કિલ્લાના દિવાલ=કોટની ભીંત.
આશ્રય=આધાર, સહાય મદદ.
દુઃખનો માર્યોજ=દુઃખી દશાને લીધેજ.
મુલાકાત=મેળાપ.
શરણાગત=શરણે આવેલો, આશરો માગનાર.

સજ્જનો=સારા માણસો.
મુખ્ય ધર્મ=મોટીફરજ
બાજુએ મૂક્યો=છોડી દીધો.
સપડાત=ફસાઇ પડત, પકડાઇ જાત
શુરો ઠાકોર=બહાદુર સરદાર
ગુપ્ત=છાની
વિશ્વાસુ=ભરોસાદાર
ઝપાઝપી=બાથંબાથા, લડાઇ
જમાઇ=દીકરીનો વર
જોખમ=અકયાણ, હરકત, નુકસાન
ભેટયા=સામસામે મળ્યા
હેતથી=પ્રીતથી
સમાચાર=ખબર
ઝભ્ભો=રાજાએ પોતાના પોશાક ઉપર ઢીલો, લાંબો અંગરખો પહેરે છે તે
ચાલ=કોર, કિનારી.
બેઠક=બેસવાની જગા
પ્રસંગ=વખત
ચેત્યો=સમજ્યો.
ખંજર=લાહાનું લડાઈ ને ઉપયોગી હથિયાર કે જેને જમૈયો કહે છે તે
ક્ષેમકુશળ=સહીસલામત
પ્રાણહરણ=મારી નાખીશ.
નમ્રતા=નમનતાઇ.
મુજરો=સલામ, પ્રણામ
વિશ્વાસઘાતી=ભરોસાનો ભંગ કરનાર.
નિમકહલાલ=વફાદાર
સરસ ઉદાહરણ=સારો દાખલો
ફોકટ=નકામી, વૃથા.

સવાલ—(૧) વિજયસીંગને શી વિપત્તિ પડી ? ઇસરીસીંગ કોણ હતો ? (૨) ઇસરીસીંગ અને વિજયસીંગનો મુકાબલો કરો અને તેમાંથી કોને તમે શ્રેષ્ઠ માનશો તે કહો. (૩) જવાનસીંગે પોતાના રાજાનો કેવી રીતે બચાવ કર્યો? અને તેના એ સ્વામી ધર્મથી ઇસરીસીંગના મોંમાથી ક્યા શબ્દો નીકળી પડયા ? (૪) જવાનસીંગના દષ્ટાંત ઉપરથી આપણે શી શીખામણ લેવાની છે !

પાઠ ૩ જો.
રાજકુમાર ભીમસીંગનું ઉદારપણું.
ઉદારપણું=મનનું મોટાપણું
ઉંચા કુળવાનવંશી જાતના
સૂર્યવંશી=સૂર્ય ઉપરથી નીકળેલા કુળમાં પેદા થએલા તે સૂર્યના કુળના
પ્રખ્યાત=પ્રસિદ્ધ, નામીચા, જાણીતા
રિવાજ પ્રમાણે=કાયદેસર, હમેશમુજબ
ભાવ=હેત
ધાસ્તી=ભય, ધાક
પક્ષપાત=તરફદારી

ખેદ—દીલગીરી
ધક્કો=નુકશાન
પાયમાલ=છેક નાશ થઇ ગયેલો હોય તેવુ
સાંસવુ=પસ્તાવુ, વેઠવુ
ઉદાર=મોટા મનનો.
પાણીપ ણું=નરમ, ગળગળું.
ઝળઝળીઆં=આંખમાંનાં આંસુ.
આડે આવનાર=અડચણ કરનાર
નિરાંત=શાંતિ, ચિંતાથી મુક્તિ.
ભૂમિમાં=જમીનમાં.
તત્ક્ષણે=તેજ વખતે
જન્મભૂમિ=જે જગામાં જન્મ થયો હોય તે જગા.
ખીજમતદાર=ચાકર, અનુચર.
ઝરો=વેહળીઓ ઝરણું.
નીમણુંક=કોઇ પણ જગોએ કોઇ પણ માણસને નીમવામાં આવે છે તે.
પેલી મેર=સામેની બાજુ
કામગીરી=નોકરી
વીત્યાકેડે=ગયા પછી.
દેહ=શરીર
કીર્તિ=યશ.
ઝળહળે છે=પ્રકાશે છે
ટેક=પ્રતિજ્ઞા, પણ, બોલેલું વચન પાળવું તે.

**સવાલ**—ક્યા રજપૂતો સૌથી ઉંચ કુળના ગણાય છે? રાજસંગે **ભીમસીંગની** કેવી રીતે કસોટી કરી? ભીમસીંગે પોતાની ટેક કેવી રીતે પાળી? શા ઉપરથી જાણી શકાય છે કે તેની કીર્તિ હજી ઝળહળે છે? ભીમસીંગને આપણે શામાટે ગણ્યો? તેનું જીવન ચરિત્ર તમને કયો અમૂલ્ય બોધ શીખવે છે?

### પાઠ ૪ થો.
### રામચંદ્રજીનાવનમાં જવા વિષે,

વનવાસ=જંગલમાં રહેવું તે
સંઘાતે=સાથે
વહાલી=પ્યારી
કંદ મૂળ=કંદ અને મૂળ, જુદી જુદી જાતનાં ખાવાનાં મૂળીઆં
ઉપવાસ=ભુખ્યા રહેવું તે
વેઠવો=સહેવા, ખમવો
નિશ્ચય=નક્કીપણું
ડરતી=ભય પામતી
વહાણું વાયે=સવાર પડતાંજ
ક્રોધ=ક્રોધ
પૂર્ણ=પુરૂં
આશિષ=આશીર્વાદ
વિજોગ=જુદાપણું
સહન ક૦=ખમવું, વેઠવું
વીતી જશે=ચાલ્યા જશે
આજેતાજે=સુખરૂપ
મુંઝાવું=અકળાવું, ગભરાવું
કોમળ=સુંવાળું, નાજુક.
વસમા=ઘણાં કઠણ, મુશ્કેલ
આરો=છેડો, હદ સીમા

આગ્રહ=હઠ
અવસ્થા માઠી છે=હાલત ખરાબ છે
ચલણ=સત્તા
ઝરીઝુરીને=રીબાઇરીબાઇને, વિયોગ । દુઃખથી મનમાં બળી બળીને.
નમન=પ્રણામ, નમસ્કાર
આજ્ઞા=હુકમ, રજા

હૈયું ભરાઈ આવ્યું=ઘણુ લાગણી થવાથી આંખમાંથી આંસુ નીકળી પડયાં.
વનવેશ=વગડામાં પહેરવાનો પોશાક
ધારણકર=પહેરી લે
મુર્છા=દુઃખથી બેશુદ્ધ થઈજવું તે

તિરસ્કાર=ધીટકારધિક્કાર
અધર્મ=અનીતિ
વિદાય કીધાં=રજાઆપી વળાવ્યાં.
બેશુદ્ધ થઈ=બે ભાન થઈ, મૂર્છા ખાઇ
પ્રાણ ત્યાગ કીધા=સ્વર્ગવાસી થયા, ગુજરી ગયા

સવાલ— રામને વનમાં કેમ જવું પડયું ? સીતા અને લક્ષ્મણ પણ તેમની સાથે શામાટે ગયાં ! શામાટે કૈકેયી તિરસ્કારને પાત્ર ગણાવી જોઇએ ? રામને વનમાં જવાને માટે દશરથે રજા કેમ આપી ? દશરથનું શું થયું ? રામ, સીતા, અને લક્ષ્મણના ચારિત્ર્ય ઉપરથી આપણને કયો અમૂલ્ય બોધ મળે છે ?

પાઠ ૫ મો.
ખોરાકની જરૂર.

દુકાળીઆ=ભુખથી પીડાતા માણસો
દુબળા=બળ વગરના, નિર્બળ. પાતળા
પેટપુર=પેટ ભરીને, ધરાઇને
એંજીન=જેના વડે આગગાડી ચાલે છે તે, વરાળથી ચાલનારૂં યંત્ર
કુદરતી=પ્રભુએ કરેલી
કાયમ=ચાલુ
સમાર=પોષણ, સુધારો
ઓછાં વત્તાં = વધારે ઓછાં.
તોળી=જોખી
વજન=ભાર, તોલ
ધરી=જે દાંડી ઉપર પૈડાં ફરે છે તે આંક કે આંસ.

અસર=લાગણી.
અંગ=ભાગ
તર=મલાઈ
ચરબી=ચામડીની અંદરનો ઠરેલો ચીકણો પદાર્થ
ક્ષાર=ખારા પદાર્થો
કઠોળ=મગ, ચોળા, મઠ વિગેરે
ગોસ=માંસ
સર્વ અંગોને=બધા

અવયવોમેં
દુરસ્ત=સાફ
શ્રેષ્ઠ=સારૂં
પુષ્ટિ=મજબુતી
પોષણ

સવાલ—ખોરાક લેવાની શી જરૂર? અને ન લઇએ તો શું નુકશાન? દુકાળીઆઓનાં ડીલ દુબળાં કેમ હોય છે? કયા પદાર્થોથી ગરમી અરથી માંસ વધે? ક્ષાર પદાર્થો ખાવાથી શો લાભ? દુધ કરતાં શું લાભકારક છે?

પાઠ ૬ ઠો.
એક બીજાને માટે રળવા વિષે.
થાકી પાકી=થાકથી કાયર થઇને
નિસાસા=નિશ્વાસ; દુખી શબ્દો.
બકવાટ=નકામો લવારો
દોષદેવાની=ઠપકો આપવાની
ખળી=કુંડામાંથી અનાજના કણ છુટા કરવાની જગા, ખળાવાડ
પકવે છે=પેદા કરે છે
અગરીઆ=મીઠું પકવનારા
અગર=મીઠું પકવવાની જગા
સમારવા=સુધારવા, કાપવા.
પાળી=ચપ્પુ, છરી
પીલતાં=કપાસમાંથી રૂ અને કપાસીઆ જુદા કરતાં
કાંતતાં=રૂનું સુતર કરતાં
અનેક=ઘણા
મદદ=સહાય
વણકર=વણનારા
ખપની=કામની
નિર્માણ=નક્કી
ઉપકાર=આભાર
ગરજસારવી=તંગી મટાડવી
સમાધાન=ગુંચવણ કે ચિંતાનું મટવું તે

સવાલ—આ પાઠની મતલબ શી છે? અને માણસો એક બીજાને માટે કેવી રીતે કામ કરે છે તે જુદાં જુદાં દૃષ્ટાંતોથી સમજાવો.

પાઠ ૮ મો.
અવલોકનની ટેવ વિષે
અવલોકન=બારીક તપાસ
મોઢું=મંહ, મુખ.
એકમેર=એક બાજુએ
બીજીમેર=બીજીબાજુએ
ઘાલ્યું છે=નાખ્યું છે.
ધારી ધારીને=તાકી તાકીને
પારખ્યું છે=ઓળખ્યું છે
હીંડો=ચાલો
કેણીમેર=કઇ બાજુએ
ડહાપણ=શાણપણ ચાલાકી બુદ્ધિ
જવાહીર=હીરા, માણેક લીલમ વગેરે

રત્નો, અને સોનું
ઝાડો=તપાસ, જડતી
સાક્ષી=સાહેદ
જાદુગર=મંતર મંતર કે અજાયબી ભરેલા ખેલ કરનાર; ઇલમી
ધણી કનેથી=માલીક પાસેથી
સજા=શિક્ષા
એકજ ગમના=એકજ બાજુના
કરડેલાં=કાપી ખાધેલાં
અનુમાન=વિચાર કરીને અટકળ કરવી તે
ટાળાય=વેરાય, છલકાય
શાબાશી=ધન્યવાદ
અસર=લાગણી
ફેર=જુદાઇ
ફકીર=મુસલમાન સાધુ

સવાલ—ફકીરે વાણીઆને ઉંટ ખોવાયાનું શા આધારે પૂછયું? રાજાએ તેને ગુન્હેગાર ન ગણતાં શાબાશી આપીને શા માટે છોડી મૂકયો? ઉંટ સંબંધી હકીકત ફકીરે શા આધારે કહી હવી તે ખુલાસાથી સમજાવો. ફકીરની વાતપરથી કયો બોધ મળે છે? અવલોકનની ટેવ શો ફાયદો કરે છે?

પાઠ ૯ મો.
ભલામણ પત્ર વગરનો ઉમેદવાર.
ભલામણપત્ર= સિફારસનો કાગળ
ખોળ કરતાં=તપાસ કરતાં
વર્તમાનપત્ર=ચાલતા વખતનું છાપું
ઉમેદવાર=આશા રાખનાર
જાહેર ખબર=નોટીસ
પસંદગી=ચુંટણી
લાયકી=લાયકાત, યોગ્યતા
વૃદ્ધ ડોસો=ઘરડો માણસ
વ્યવસ્થા=બંદોબસ્ત
દીસી આવ્યું=દેખા આવ્યું
વિચારવંત=બુદ્ધિમાન, સમજુ
સ્થિતિ=હાલત,યોગ્યતા
વિનયથી=સભ્યતાથી, વિવેકથી
સભ્યતા=સારી રીતભાત, સલુકાઇ
રીતભાત=ચાલચલગત
ઠેસ=ઠોકર, ધક્કો
ચોકસ=સાવધાન, સંભાળ પૂર્વક વર્તતો
કાળજીવાળો=લાગણીવાળો, ખંતીલો, ઉમંગી
વારો=વખત, દાવ
પ્રયત્ન=વધારે મહેનત
લક્ષણ=ગુણ, ટેવ
મરોડદાર=સારાવલણવાળા
જરા આઘે=થોડે દૂર
રેતદાની=રેત ભરવાનો ખડીઓ

સાવધ=આકાર, | તોલ=પરીક્ષા

સવાલ—શેઠે ઉમેદવારોની પરીક્ષા કેવી રીતે લીધી? કયો ઉમેદવાર પસંદ થયો? ભલામણ પત્રવાળા ઘણા ઉમેદવારો આવેલા છતાં ભલામણપત્ર નગરનો શા માટે પસંદ કર્યો? આ ઉપરથી ભલામણ પત્ર કરતાં પણ તમને વધારે કિંમતી શું જણાય છે?

## પાઠ ૧૦ મો.
## પ્રમાણિકપણાનો બદલો.

પ્રમાણિકપણું=સાચા વ્યવહારથી નીતિને માર્ગે ચાલવું તે
ગુજરી ગયો=મરીગયો
વેચી સાટીને=વેચીને બદલી બદલીને
ગુજરાન=ભરણ પોષણ
સાધન=સાહિત્ય
ઉદ્યમે=કામ ધંધે
નમ્રતાથી=ગરીબાઇથી
જીંદગીપર્યંત=જીંદગીના અંત સુધી
આભાર=ઉપકાર
ભાષણ=બોધ
ગુમાસ્તો=વાણોતર, મહેતાજી
કાળજીથી=ખંતથી, સભાનપૂર્વક
અદેખાઇ=ઇર્ષા, વેર ઝેર
વિરૂદ્ધ=સામું, ઉલટું
કસોટી=તોલ, પરીક્ષા
સોદો=સામાન, માલ.
ભાવતાલ=કીંમતનીપૂછપરછ
રવાદારગી=છુપી દલાલી કાઢવી તે
વીસરી ગયા=ભૂલી ગયા
દળદર=ગરીબાઇ
ફિટાડીએ=મટાડીએ
ખતરું=સાબીતી
પર્યંત=સુધી
મિલ્કત=ધનદોલત
વારસ=હકદાર
ઠરાવ્યો=નક્કી કર્યો

સવાલ—જગમોહનને તેની માએ કેવી રીતે ભણાવ્યો? તેણે કેવી રીતે નોકરી મેળવી? તેનામાં કેવા ગુણો હતા? શેઠે તેની પરીક્ષા કેવી રીતે કરી? અને તેમાં તે શાથી પાસ થયો? શેઠની કોઠી સંબંધી શું થયું હતું? જગમોહનને પ્રમાણિકપણાનો બદલો શો મળ્યો? તેના ચરિત્ર ઉપરથી તમારે શી શીખામણ લેવી જોઇએ?

## પાઠ ૧૧ મો.
## દરવેશ અને લુંટારો.

દરવેશ=કોઇપણ જગાએ સ્થિર ન રહેતાં ફરતો ફકીર
સંસાર=દુનિયાનો વ્યવહાર
ત્યાગ કરીને=છોડી દઇને
એકાંત જગાએ=નિર્જન સ્થળમાં
તાણુ=તગી, ખોટ
ફાટી નીકળતો=ફેલાઇ જતો
એકાંતવાસ=એકલા રહેવું તે
સારવાર=સેવા, બરદાસ
આખર અવસ્થાએ પંહોંચેલા=મરણ પથારીએ સુતેલા, મરી જાય તેવા
દિલાસો=આશ્વાસન, ધીરજ
રહેઠાણવાળા=રહેવાના
નામીચા=પ્રખ્યાત, પ્રસિદ્ધ
તાબામાં=કબજામાં, આશરામાં
બદમાસ=લુચ્ચા, ઠગ, હરામખોર
ટોળી=મંડળી
સંખ્યાબંધ=ઘણાજ
ગુલામ=વેચાતા લીધેલા ચાકર
પવિત્ર=શુદ્ધ
સંગ્રહ=સંઘરો
કૃત્ય=કામ
લાગણી=અસર
દુરાચરણ=ખરાબ આચરણ
ધર્મિષ્ઠપણાની = ધર્મ પ્રમાણે ચાલ્યાની
અમર=અચલ, કાયમ
રસ્તો=ઉપાય ઇલાજ
અશક્ય=બની શકે નહિ તેવું, મુશ્કેલ, કઠણ, અઘરૂં
સહેલાઇથી=સહેજ, સરલતાથી
ટોચ=શિખર
બોજો=ભાર
નડે છે=હરકત કરે છે.
કલ્યાણ=ભલું સારૂં
ફરમાન=હુકમ, આજ્ઞા
માથે ચઢાવી=કબુલ કરી
વર્તણુંક=ચાલ ચલગત

સવાલ—દરવેશ પોતાનું જીવન કેવી રીતે ગુજારતો હતો? શા માટે આપણે તેને એક મહાપુરૂષ તરીકે માન આપવું જોઇએ? લુંટારો અને દરવેશ એ બેમાં તમે કોને ખરો સુખી માનશો? લુંટારાને સુધરવાની ઇચ્છા શાથી થઇ? અને દરવેશે તેને કેવી રીતે સુધાર્યો? તેણે તેને કયો બોધ આપ્યો? અને લુંટારાએ તે કેવી રીતે કબુલ કર્યો?

## પાઠ ૧૨ મો.
## ખોટા વહેમ.
### ભાગ ૧ લો.

ખોટા વહેમ=જુઠા સંદેહ, શક
અજ્ઞાની=મુર્ખ, સમજ વગરના
જાણુસ=ચીજ
ધારે=માને
ભૂત=મરેલા માણુસોનું પ્રેતરૂપ
ઝોડઝપટ લાગવાથી=ભૂતના ઝપાટામાં આવવાથી
લગનસરા-વિવાહવાજન
અરસામાં=વખતમાં
જીવ ભમી આવ્યો=ચકરી ચઢી આવી
કડક=સખત
કરડી=આકરી
અંગારા=લારા, સળગતા કોલસા
ચોંટી=વળગી
મંદવાડ=રોગ
પ્રયોગ=અમુક સાધન વડે કાંઇ કરી બતાવવું તે, અખતરો
કસર=ખામી
દુધપાક ફાટી જાય=દુધને ચોખા જુદા પડી જાય
ભિનાશવાળી=ભેજવાળી
ઓળાનો=પડછાયાનો

**સવાલ—અજ્ઞાની લોકો કયા કયા વહેમો માને છે? અને તે ટાળવા માટે કયા કયા ઉપાયો કરે છે? નજર બાંધવાથી રોગ મટે છે? શા માટે નજર બાંધે છે? નજર ના બાંધે તો શું નુકશાન? નજર બાંધે છે ત્યારે થાળી વાડકો શાથી ચોંટી જાય છે? અને પાપડ, દુધપાક તથા અથાણું શાથી બગડી જાય છે?**

## પાઠ ૧૩ મો.
## ખોટા વહેમ.
### ભાગ ૨ જો.

એકાએક=ઓચિંતું
મૂઠ=ચોટ
અદાવત=શત્રુતા, દુશ્મનાઇ
ભુવા=ભૂત કાઢનાર
ઉતાર=ભૂત, પ્રેત વગેરે કાઢવા સારૂ માથે ઉતારેલું જે
ધાન્ય વગેરે ચકલે મુકવામાં આવે છે તે
બોપાળું=પોચળ
ઠગી=છેતરી
ફદિા=જાળ
ફસાય=સપડાય
અણુસમજુ=અજ્ઞાની
ડાકણ=ચુડેલ, ખરાબ નજરની ભૂત જેવી સ્ત્રી
મસાણ=મુડદાં બાળ-
વાની જગા
ભૂતભડકા=મસાણુ કાંઠે કોઇ કોઇ વાર ભડકા બળતા દેખાય છે તે.
ફોસ્ફરસ=હાડકામાંથી નીકળતો એક જાતનો વાયુરૂપી પદાર્થ
અવિચારી=અણુસમજુ બુદ્ધિ વગરના
કુંકુમાળાં પાડેલાં ચં

અરનું ઝાડનું પાંદડું ખડકે છે=ભયથી ધબક ધબક થાય છે.
શોરબકોર=ગુમાગુમ
વીગત=બીના
મંછા=ઇચ્છા માન્યતા
વિખ્યાત=પ્રખ્યાત, જાહેર
શંકા=શક, વહેમ, સંદેહ
મંછાભૂત=મનની માન્યતા એજ ભૂત
વશીકરણ=વશ કરવાનો મંત્ર
શુકન=ધારેલું કામ પારપડવાની નિશાની
અપશુકન=ધારેલું કામ નિષ્ફળ થવાની નિશાની
માલમ પડશે=જણાઇ આવશે.

કવિતાની સમજુતિ—જોરથી પવન વાવાથી છાપરા ઉપરનું નળીયું ખસી ગયું, તેનો અવાજ સાંભળીને કુતરૂં ભસ્યું "એટલે ઘણા માણસો ભેગાં થવાથી" ત્યાં ઘણી ગુમાગુમ થઇ ગઇ, એવામાં એક માણસ બોલ્યો કે મેં ચોરને નાસી જતાં જોયો. અને એવી ખોટી વાત બધે ફેલાઈ ગઇ. માટે અખાભગત કહે છે કે વહેમની વાતો પણ બધી એવીજ છે.

સવાલ—ઝાડને મુઠ મારવામાં આવે છે તે વાત ખરી છે કે ખોટી? શા કારણથી? જો ખોટી વાત હોય તો ઝાડ જળમૂળમાંથી એકાએક શા માટે પડી જાય? મસાણ કાંઠે ભડકા શેના થાય છે? ભૈરાંઓ ધુણે છે શા માટે? વહેમ ખરા છે કે ખોટા?

પાઠ ૧૪ મો
પરમેશ્વર ભાગ ૧ લો.
અસંખ્ય=પુષ્કળ
સમાએલી=આવી રહેલી
વાવાઝોડું=પવનનું તોફાન
કડાકા=વરસાદની ગર્જના
દેવળ=મંદિર
ચિરાઈ=ફાટી
ભયંકર=બિહામણી
બનાવ=બીના
અતિવૃષ્ટિ=ઘણો વરસાદ
હિમ=ઘણી ટાઢ
ધરતીકંપ=પૃથ્વીનું ધ્રુજવું
જવાળામુખી=બળતો પહાડ
આનંદકારી=ખુશકારક
મંદમંદ=ધીરેધીરે
સુખકારક=સુખ કરનાર
નિરંતર=હમેશાં
માફક=અનુકુળ
અદ્ભુત=ચમત્કારી

ચમત્કારી=અજાયબી ભરેલું
દિંગ=આશ્ચર્ય ચકિત
અનંત=પાર વગરનાં
સ્વમવશ=સ્વમાં આવે તેવી સ્થિતિમાં
પડેલા
ભરતીનાઘોડા=ભરતીના પાણીની છોળો
મોટી છોળો=ભરતીનાં મોજાં
ભયભીત=ભય પામેલા
આત્મા=જીવ, પ્રાણ
ખોળીયામાંથી=દેહમાંથી, શરીરમાંથી
અનુભવ=મહાવરાથી જે જ્ઞાન થાય છે તે

સવાલ—પૃથ્વીથી તારા મોટા છે કે નાના? શા કારણથી? પૃથ્વી અને આકાશ એ બેમાં મોટું કોણ? ધરતી કંપનું કારણ શું? ભયંકર બનાવો કયા? ને આપણા શરીરના ચમત્કારી બનાવો કયા?

પાઠ ૧૫ મો.
પરમેશ્વર જાગરજો.

જગતમાં=સંસારમાં, દુનિયામાં
સત્તા=હકુમત, અમલ, બળ
અમલ=હુકમ, સત્તા, શક્તિ, જોર
વિસાતમાં=ગણતરીમાં લેખામાં
કબજામાં=તાબામાં, આપણા હુકમ પ્રમાણેજ ચાલે તેવી સત્તામાં
અનુભવ=માહિતી, ઓળખાણ
ઇંદ્રિયો=જેનાથી ક્રિયા અને જ્ઞાન થાયછે તે
બ્રહ્માંડ=પૃથ્વીનો ગોળો
અનંતસત્તા=ઘણીશક્તિ
સમર્થ=શક્તિમાન; જોરાવર
વ્યાપી=ફેલાઈ, વસી
સર્વ વ્યાપી=બધે ઠેકાણે વસેલો
સર્વ શક્તિમાન=બધી જાતના બળવાળો
સર્વજ્ઞ=બધું જાણનાર
આપો આપ=પોતાની મેળે
નિયમો=ધારા, કાયદા રીવાજ
હેતુ=મતલબ, ધારણા
નિયમસર=વખત પ્રમાણે
ઇશ્વરી નિયમો=પ્રભુના કાયદા
સોસવું=પસ્તાવું, વેઠવું, ખમવું

સવાલ—પ્રભુ સર્વજ્ઞ છે, સર્વ શક્તિમાન છે, અને સર્વ વ્યાપી છે. એની સાબીતી આપો? પ્રભુ નારાજ અને રાજી કેવી

રીતે થાય? દુનિયા કયા નિયમોથી ચાલે છે? પ્રભુના નિયમો કયા કયા છે? શામાટે પ્રભુને ન્યાયી ને દયાળુ કહેવો?

**પાઠ ૧૭ મો.**

**ફરજબજાવવાવિષે.**

ફરજ=કર્તવ્ય, ધર્મ
બજાવવા=કરવા
વિલાયત=અંગ્રેજોનો મુલક.
આગબોટ=વરાળથી ચાલતું વહાણ, સ્ટીમર.
ખલાસી=સુકાની, વહાણ ચલાવનાર નાવિક.
એકંદરે=બધાં મળીને, કુલ્લ
ભરદરીએ=દરીઆ ની વચ્ચે
હંકારવામાં=હાંકવામાં ચલાવવામાં
સપાટી=ઉપરનોભાગ, પૃષ્ઠ
ખડક=પાણીની અંદરના ડુંગરા દરીઆમાંના પર્વત
સંકટના=દુઃખના
સમયમાં=વખતમાં
અવકાશ=સમય, વખત
બારીક સમય=ટુંકો વખત, કટોકટીનો આમલો
ખુલ્લું=દેખીતું, ઉઘાડું
પડઘમ=લડાઇનું ઢોલ
તુતક=આગબોટમાંની બેઠક
દૃઢ મનથી=મક્કમપણે, નિશ્ચયથી
ડગ્યા=પાછા પડયા, ગાબડું મોટું કાણું
કપ્તાન=આગબોટનો મુખ્ય અમલદાર
જાન=જીવ
જોખમમાં=ભયમાં
સાહસ=ઉતાવળીનું અવિચારી કામ
તળીએ=નીચે
વીરપુરૂષો=બહાદુર માણસો
ડોલ=સઢ ચઢાવવાનો થાંભલો
જળચર=પાણીમાંના જનાવરો
પ્રાણખોયા=જીવ ગુમાવ્યા, મરી ગયા
યાદગીરી=સંભારણું, નામના
ફરમાનથી=હુકમથી
કીર્તિસ્તંભ=યાદગીરી રહેવાને માટે ઉભા કરેલો ચણતરનો થાંભલો

**સવાલ**—બર્કનહેડ આગબોટની હકીકત કહો; કપ્તાન અને લશ્કરી અમલદાર તથા સિપાઈઓએ બજાવેલી ફરજ અને સમય સૂચકતાનું વર્ણન કરો. મહારાણી વિકટોરીઆએ કોને કીર્તિસ્તંભ બનાવવા ફરમાન આપ્યું? અને તે શા માટે?

### પાઠ ૧૮ મો.
### અહમદશાહ અને માણેકનાથ.

વસાવ્યું=સ્થાપ્યું.
સુલતાન=મુસલમાન બાદશાહ
ફરતો=ચારે તરફ, આજુબાજુ
કોટ=કિલ્લો
કાબેલ=કુશળ, હોશીયાર, અનુભવી
મિસ્તરી=મુખ્ય કડીઓ કે સલાટ
ગણકારી નહિ=કબુલ કરી નહિ, ધ્યાનમાં લીધી નહિ
અજાયબ તરેહના=આશ્ચર્ય પમાડે તેવા
ખેલ=પ્રયોગ,
દહાડાને અંતે=દિવસ પુરો થતાં, સાંજ પડતાં
ચણતર=ચણવાનું કામ
ભેદ=છુપી વાત, રહસ્ય, ભરમ
હીકમત=જાદુ, ચતુરાઇ ભરેલી યુક્તિ.
રાજરોજ=હમેશાં નિરંતર
બેઠક=મુકામ, રહેવાની જગા
ઇલમ=જાદુ
બેશક=ખરેખર
આજીજી=કાલાવાલા
ઝારી=નાળચાવાળી લોટી
સુખે પારપડી=નિરાંતે પૂરી થઈ
નિભય=ભય વગરનો
સ્થાનક=ઠેકાણું, જગા
પ્રાણ છોડયો=મરી ગયો.

સવાલ—દિવસે જેટલો કોટ બંધાતો તેટલો રાત્રે ઉખડી જતો તેનું શું કારણ? માણેકનાથ શો ઇલમ કરતો હતો? બાદશાહે તેને કેવી રીતે ઠગ્યો? માણેકનાથે શી ભૂલ કરી તેથી તે ઠગાયો? તેની જગા અમદાવાદમાં ક્યાં છે?

### પાઠ ૧૯ મો.
### ઠગાઈનું ફળ.

ઠગાઈ=કુડકપટ, દગાબાજી, કોઇને છેતરવો તે
ફળ=પરિણામ, લાભ
પ્રમાણિક=વ્યવહારમાં સાચો
નામુંઠામું=લેવડદેવડનો હિસાબ
કંગળો=અકળામણ, તિરસ્કાર
આડુંઅવળું=ઉંધુંચતું, ખરૂંખોટું
ઉંચી જાતનું=ભારે કીમતનું
વ્યાજે=રૂપીયા ધીરીને તેના ઉપર પૈસા લેવા તે
વટાવ=ખોટને બદલે કંઇ રકમ આપવી તે
દફતર=હીસાબી ચોપડા
અભણ=મૂર્ખ, ભણ્યા

વગરનો
ખિન્ન=દિલગીર, દુઃખી
સદ્બુદ્ધિ=સારી સમજણ
લુચ્ચાઓ=હરામખોર, ઠગ
તત્કાળ=તરતજ
ફુલાતો=ગર્વમાં મલકાતો, ખુશી થતો
માલીક=ધણી
ખોળ=શોધ
અબે=એ
બનાઆ=વાણીઆ
તુમને=તમે
હમારા=અમારા
દેખા=જોયા
ચલબે=ચાલ
બતા=બતાવ
કીધર=કયાં
આનાકાની=હા, ના
મિજાજ ગયો=ગુસ્સો ચડયો
ફેરવીતોળ=વાત ફેરવ
ચલો=ચાલો
ઓઇ=ઓ
તુમારા=તમારા
જીસકું=જેને
થા=હતા
પાગલ=ગાંડો, મૂર્ખ
મહેરબાની=કૃપા, રહેમ
શાખ=આબરૂ, કીર્તિ

સવાલ—ગુમાસ્તાએ પટેલનો હિસાબ કેવી રીતે કરીને તેને ઠગ્યો અને તેને તેનું ફળ કેવું ને કેવી રીતે મળ્યું? છગનની વર્તણુંક કેવી હતી? શા કારણથી તેના ઉપર શેઠની મહેરબાની થઇ? અને શેઠની શાખ શાથી વધી?

### પાઠ ૨૦ મો.

### ખરૂં કામ કરવાની છાતી ચલાવનાર છોકરો

છાતી ચલાવનાર=હિંમત ધરાવનાર
તકરાર=લડાઇ, ટંટા
ઉપકાર=આભાર, ગુણ
વંકાઇ=વાંકા થઇ મેળાપ ન રાખી
બનાવ=હળીમળીને ચાલવું તે, મેળાપ
નકશો=ગામ કે શહેરનો નમુનો ચીતરવો તે
ગમી=પસંદ પડી
સાફ=ચોખી ખરી
મશ્કરી=હાંસી, ઠઠ્ઠો
દાખલો=દૃષ્ટાંત, હિસાબનું ઉદાહરણ
નિંદા=અફવો, બીજાનું ભુંડું બોલવું તે
કસુર=ભુલચુક, ગુનો
તજવીજ=તપાસ
છાતીવાળો=હિંમતવાન
હાંસી=ઠઠ્ઠા મશ્કરી
કજીઆ કંકાસ=લડાઇ ટંટા
દુર્ગુણ=નઠારા ગુણ અનીતિ.

સવાલ--જયાનંદને મહેતાના છોકરા સાથે શામાટે તકરાર થઈ હતી? અને તેમાં ખરા ગુનેગાર કોણ હતા? જયાનંદમાં કયા ગુણો હતા? જયાનંદને માટે મહેતાજીએ શો અભિપ્રાય આપ્યો? અને બીજા છોકરાઓને શો બોધ કર્યો?

પાઠ ૨૧ મો.
પન્નાનો ઉમદા રાજ સેવા.

દરદાર=ઘણા ઉચા પ્રકારની
રાજસેવા=રાજાની ચાકરી, રાજભકિત
વિક્રમાજીત=જીતી શકાય નહિ તેવા
નઠારા હંદમાં=ખરાબ ચાલમાં
રાજ વ્યવસ્થા=રાજનો બંદોબસ્ત
બચાને માટે=હીતને માટે, સારા માટે
પટાવતો=અમીરો, રાજના મુખ્ય સરદારો
દારમ રી=ઝેરથી મારી નાખ્યા
રાજપુત્ર=રાજાનો છોકરો
રાણા=રાજા
પયગમ્બર
ધાવ=ધવડાવનારી દાસી
દાવો=હક, ફરીયાદ
માત્ર=ફકત કેવળ
બાળકુંવર=નાનો છોકરો
ખુન=અગાઉથી છુગેલો કરીને કોઈને છુપી રીતે મારી નાખવો તે
રણવાસમાં=રાણીઓમાં જનાનામાં
હાહાકાર=રડારોળનો વખત
અનેક ઉપાય=ઘણા ઇલાજ
યોજના=રચવા, કરવા
બાળ હત્યા=બાળકને મારવું તે
નિર્દોષ=વાંક વગરનો
પ્રાણ લેવાથી=મારી નાખવાથી
દયાજનક=દયા ઉપજે એવા
પીગળ્યું = નરમ થયું
ઘાતકી=જુલમી, નિર્દય, ક્રુર
વર્ણન=વિગતવાર હકીકત
વારસ=હકદાર
ખેદ=દિલગીરી
કલ્પાંત=રુદન રડારોળ
કઠણ હૈયુ=કઠણ મન, હિંમતવાન હૃદય
આંતરે=છેટે, દુર
ભય થી=ભયથી, બીકથી
કોસ=ગાઉ
આશરો=આધાર, મદદ, સહાય
ભાળ=તપાસ
વાગે=વખત
સાર્થક=સફળ
સર્વસ્વ=બધું
રજપુતાણી=રજપુતની સ્ત્રી
અપાય=[illegible]
પરિણામ=ફળ

કર્યું હતું. હદ ઉપરાંત કર્યું હતું
ધન્ય છે=શાબાશ છે
રાજ ભક્ત=પોતાના રાજ કે રાજાનું હમેશાં ભલું ઇચ્છનાર
પન્નુ=પાનું, એક જાતનું રત્ન

**સવાલ**—પટાવતોએ વિક્રમાજીતને શા કારણથી મારી નાખ્યો અને કોને ગાદીએ બેસાડ્યો? વજીરે કયું ઘાતકી કામ કર્યું? અને તે શી ઇચ્છાથી? પન્નાએ રાજ ભક્તિનું અનુપમ ઉદાહરણ કેવી રીતે બતાવ્યું? ઉદેસીંગને માટે તેણે કેવાં કષ્ટ વેઠ્યાં અને તેને કોના હાથમાં સોંપ્યો? ઢંઢીઆએ પણ કેવી રીતે રાજ ભક્તિને હૃદયે ધરીને પોતાની શ્રીમંતાઇનો સદુપયોગ કર્યો? પન્નાના ચરિત્ર ઉપરથી તમને શું શીખવાનું મળે છે?

## પાઠ ૨૨ મો
## બે ભાઇનું હેત.

ઇલાકો=ઘણા જીલ્લાઓ, એજન્સિઓને સંસ્થાનો મળીને થયેલો દેશનો એક ભાગ કે જે ગવર્નરના તાબામાં હોય છે.
દરીઆ કાંઠો=સમુદ્ર કિનારો
સૈકો=સદી, સો વરસનો વખત
સોળમા સૈકામાં=૧૬૦૦ના સૈકામાં
હંકારાયું=ચલાવવામાં આવ્યું
ભર દરીએ=દરીઆની વચ્ચે
સુકાની=સુકાન ચલાવનાર નાવિક,
ગફલત=ભુલ ચુક.
ખડક=દરીઆના અંદરના પાણીમાંના છુપા ડુંગરો
કપ્તાન=આગબોટનો મુખ્ય અમલદાર
નીશ્ચયો=નક્કી કર્યો
યુક્તિ=કળા, તદબીર
સંખ્યા=ગણના
કમી=ઓછી
માન્ય રાખી=કબુલ કરી
મોતને શરણે ગયા=મરણ પામ્યા
આજીજી=કાલાવાલા
રાહ=વાટ, વખ।
શીર=માથે
એકલદોકલ=એકલો
છાતી ભરાઇ આવી=ગળગળો થઇ ગયો
કબુલ કરું=માન્ય રાખું, માનું
સંસાર માંડ્યો નથી=બૈરી પરણીને ગૃહ

સ્વાશ્રમનું સુખ પામ્યો નથી
પ્રેમ=હેત
આગ્રહ=હઠ
છક=દંગ, ચકિત, સ્તબ્ધ
હડસેલી=ધકેલી
બંધુ ધર્મ=ભાઈ પ્રત્યેની ફરજ
સહીસલામત=આબાદીથી, સુખરૂપ
પોર્ટુગલ=યુરોપખંડમાં ફીરંગી લોકોનો એક દેશ છે
પોર્ટુગીઝ=ફીરંગી પોર્ટુગલ દેશના રહેવાશીઓ
ગોવા=હિંદુસ્તાનમાં ફીરંગીઓનું મુખ્ય સંસ્થાન છે.

**સવાલ**—શા કારણથી વહાણ ભાગ્યું? અને પછી તેની શી વ્યવસ્થા થઇ? **નવાકપ્તાને** શી યોજના કરી? અને તે ખરી હતી કે ખોટી? **નાનો ભાઇ** કેવી રીતે બચ્યો? અને તેના ઉપરથી તમારે શી શીખામણ લેવી જોઇએ? **પોર્ટુગીઝ, પોર્ટુગલ અને ગોવા** એ સંબંધી શું જાણો છો?

**પાઠ ૨૩ મો.**
**હરીફાઈ અને અદેખાઈ**

હરીફાઇ=સ્પર્ધા, બરાબરી
અદેખાઇ=ઇર્ષા, વેર
કલ્પ્યો=ધાર્યો; નક્કી કર્યો
ચિત્રશાળા=ડ્રોઇંગ શીખવાની સ્કુલ, કાલેજ
ચિત્રકળામાં=ડ્રોઇંગ કામમાં, છબી ચીતરવાના હુન્નરમાં.
સાધીઓ=ભણાધી સા-રો; ઉત્તમ.
સમાન=સરખો, જેવો, માફક.
ત્રણપૈકી=ત્રણમાંથી.
કીર્તિ=આબરૂ, યશ
કલંક=ડાઘ એબ, દોષ
અનેક ઉપાયો=ઘણા, ઇલાજ
ગપે=ગપ્પા, ખોટી ખોટી વાતો.
દીનપરદીન=દીવસેદીવસે.
ખંતથી=હોંશથી.
યત્ન=મહેનત.
નકલ=કોપી.
બળિઅલ=ખારલો
વખોડવામાં=નીંદવામાં
ભુલ બતાવવામાં=ખરાબ કહેવામાં
વડાઇ=મોટાઇ.
જન્માષ્ટમ=ગોકળ આઠમ, કૃષ્ણ પ્રભુનો જન્મ દિવસ, શ્રાવણ વદ ૮
પસંદ પડવું=મનને ગમે તેવું
પંચ=કોઇ પણ વાતનો નિવેડો કરવાને

નક્કી થયેલી પાચ અથવા વધારે માણસની મંડળી. સંવાદ
દશા=હાલત સ્થિતિ.
ટાપુ=બેટ,
બાળા=છોકરી
સાખી=વેઠી
શોભા=સુંદરતા
ફળફ=ફળફુલ
છુપી=છાની
પીંછી=ચીતરવાની કલમ
ચિત્રકાર=ચિતારો
બેદરકારી=કાળજી વગર
ઉત્તેજન=પુષ્ટિ, મદદ
અભિપ્રાય = અનુમતિ સલાહ
નિરાશ=નાઉમેદ
વીલે મોઢે=દીલગીર ચહેરે
અદેખાઈનું મોબાળો=ઇર્ષાને મનમાંથી કાઢી મૂકો

સવાલ—પાઠમાં જણાવેલા ત્રણ વિદ્યાર્થીઓને તેમના સદ્‌ગુણો પ્રમાણે અનુક્રમ નંબર આપો ? પ્રાણજીવને ત્રિભુવનને કેવી કેવી રીતે ઠગ્યો ? તેનું શું પરિણામ આવ્યું ? તેમાં ત્રિભુવનનો કયો દોષ તમને જણાય છે ? પ્રાણજીવન અને રૂસ્તમના કાર્યનો મુકાબલો કરો. તમે તેમાંથી કોના માર્ગ પ્રમાણે ચાલશો ?

## પાઠ ૨૫ મો.

## રાજા અને સંન્યાસી

સંન્યાસી=બ્રાહ્મણો સંસાર ત્યાગ કરીને સાધુ બને છે તે
પ્રવાસે=મુસાફરીએ
વ્યાઘ્ર=વાઘ
વ્યાઘ્રચર્મ = વાઘનું ચામડું
સંધ્યાકાળ=સૂર્ય આથમ્યા પછીનો વખત=સાયંકાળ;
સરકારવાડો=સરકાર; રાજકુટુંબને રહેવાને માટે મુકરર કરેલી જગ્યા, રાજવાડો, દરબારવાડો
આરામ=વિરામ, વિશ્રાંતિ
ભાન=સમજ
જાત્રા=તીર્થ
પરદેશી=બીજા દેશનો
કારભારી=વજીર, પ્રધાન
મુકામ=નિવાસ
રાજમહેલ=રાજાને રહેવાનું મકાન
ઇશ્વરકૃપા=પ્રભુની મહેરબાની
અત્રે=અહિં
સ્થિર=કાયમ
ભેદ=તફાવત, જુદાઇ
આસન=બીછાનું
બગલમાં મારી=બગલામાં ઘાલી
રાતવાસો = રાત્રિ ગાળવી તે

સવાલ—ધર્મશાળા અને આપણું મકાન એમાં કાંઈ ભેદ છે કે નહિ ? સંન્યાસીએ રાજાને તે સંબંધમાં શું સમજાવ્યું ?

**પાઠ ૨૭ મો**

**અકબર બાદશાહની નગરચર્યા**

નગરચર્યા=રાજાઓ સત્રે ગુપ્તવેશે શહેર-માં ફરીને પ્રજાની સ્થિતિ તપાસે છે તે
વેશબદલીને=પોશાકમાં ફેરફાર કરીને
અચ્છે હો=સારાછો
મહોલ્લાને નાકે=પોળ ને મોઢે
પુછનેવાલા=પૂછનાર
અબે પાગલ=એગાંડા
તેરા સહેલ=તારૂં થાશે
મારડાલીઓ=મારી નાખજે
પાદરી=ખ્રિસ્તી ધર્મ-નો બોધ કરનાર
શ્રોતા=કથા સાંભળનાર
ભાવિક=શ્રદ્ધાળુ ભાવ પ્રીતિવાળાં
બરાડા=બુમો
કથા=પુરાણોમાંની ઈ-શ્વરી જ્ઞાન સંબંધી હકીકત
ફીક્કા પડી ગયા=લજ-વાઇ ગયા, ઝાંખા પડી ગયા
વતન=જાગીર, ગામ ગરાસ, જમીનદારી
જપત=કબજે
હક=માલેકી
દસ્તાવેજ=સરકારીકા-ગળપર કરેલું લખાણ
બંદેનવાજ=ગુલામપર મહેરબાની કરનાર
તાંબાપતરા ઉપર=તામ્ર પત્રપર
માઠું=ખોટું
પ્રસન્ન=ખુશી
કાયમ કરી આપ્યું=કબુલ મંજુર કરી આપ્યું

**સવાલ**—બાદશાહે નગર ચર્યામાં શું શું જોયુ ? ધરડા મા-ણસની, ડોસીની, અને મીયાંની, મૂર્ખતાનું વર્ણન કરો, દેશાઇએ કેવી હાજર જવાબી વાપરી ? અને તેને શો લાભ થયો ? રાજાઓએ નગર ચર્યા શા માટે જોવી જોઇએ ? અને તેથી શો લાભ થાયછે?

**પાઠ ૨૮ મો.**

**લોભીઆની વાત**

**ભાગ ૧ લો.**

આખાજીંદગી સુધી=મરી જાય ત્યાં સુધી
સોદો=માલ ખરીદ ક-રવો તે
ભાવ=કીંમત
છેતરાતો=ઠગાતો
મજલ=મુસાફરી
સખત તાપમાં=ઘણી ગરમીમાં
રાન=જંગલ, વન
રાની=જંગલી
ટંગાઇ=લટકી
બંદર=નદી અગર દ-રીઆ કાંઠે આવેલું શહેર કે જ્યાં વહાણ

માશ્તે ઘણો માલ જાય અને આવે તે

પાઠ ૨૯ મો.

**લોભીઆની વાત.**

ભાગ ૨ જો.

સોદાગર=વેપારી
લાગઠુંજ=તતરંજ
લટકા=ટીંગળાઇ
બીક=ભય
તાલ=લાગ, દાવ,મજા.
ઝિલાતો=વેઠાતો, ખમાતો,
થોભાતું=રહેવાતું.
ગરાસીઓ=જેને દાનામી જમીન હોય તેવો રજપૂત
ટંગાઈ=લટકાઇ
અતિશય=ઘણોજ
બુરા હાલ=નઠારી દશા
સરિતા=નદી
નીર=પાણી
સિંધુ=સાગર, દરીઓ
સમાએ=રહે,
પૂણ=પુરૂં
નવ=નહિ
તૃપ્તી=સંતોષ
આશ=આશા.
અંતરમાં=મનમાં
જામે=થાય
જગદીસ=જગતના ધણી, પરમેશ્વરે
કરૂણા=કૃપા, મહેરબાની
ઘટતું=લાયક, યોગ્ય
છતું=સીલીકમાં હોય તે છતાં
પાસનું=પોતાની પાસે હોય તે.
ખોય છે=ગુમાવે છે.

સવાલ:—લોભી માણસોમાં શો દુર્ગુણ હોય ? પાઠમાં જણાવેલો લોભીઓ નાળીએર માટે ક્યાં ક્યાં રખડ્યો ? અને કેવી રીતે મરી ગયો ?

**પાઠમાંની કવિતાની સમજુતી.**

ઘણી નદીઓનું પાણી દરીઆમાં સમાય છે છતાં પણ તે પૂરો ભરતો નથી. (અધુરોજ રહે છે.) તેમ લોભીઆઓને ધન મળતાં તેઓ ધરાતા નથી પણ પાંચ રૂ. મળતાં દશની આશા તેમના મનમાં ઉઠે છે. પરમેશ્વરે તેમને લાયક કૃપા કરીને જે આપેલું હોય છે તે પણ લોભી માણસો લોભમાંને લોભમાં પોતાની સીલીક હોય છે તે સાથે ગુમાવે છે.

પાઠ ૩૦ મો.

**પ્રતાપ રાણો.**

અસલ=પહેલાંની
રાજધાની—રાજાને રહેવાનું શહેર
તળેટી પર્વતના મુળ આગળની જગા
શુરો=બહાદુર, પરાક્રમી

કુંવરીઓ=રાજાની છોકરીઓ
ખેદ=દીલગીરી અફસોસ
કુળની કન્યા=જાતની કુમારી, છોકરી
પણ=પ્રતિજ્ઞા, બાધા, ટેક
પુરતાં સાધનો=જોઇતાં સાહિત્યો
આરંભી=શરૂ કરી
પરાક્રમ=બહાદુરી શુરવીરતા
છુપે છુપે=છાના છાના
ધાસ્તીમાં=ભયમાં
ગુફાઓમાં=પહાડની બખોલોમાં
ભાણું=ભોજનની થાળી
ધીરજ=હિંમત
ફરમાવ્યાથી=હુકમ કર્યાથી
જાસુસ=છુપો નોકર ખાતમીદાર છાની રીતે ખબર લાવનાર માણસ
હાલત=દશા, સ્થિતિ, અવસ્થા
બ્યાન=વર્ણન
ઠાઠ=ભપકા
જાળવી=સાચવી
દરજ્જા=લાયકીના હોદ્દા
લહાણું=આનંદના વખતની નિશાનીમાં કંઇ ચીજ વહેંચવી તે
હૈયું=મન
ધન્ય=શાબાશ
ગ્રંથકાર=પુસ્તક લખનાર
દૌલત=પુંજી, માલમિલ્કત
ખાનદાનની=ઉંચ કુળની
આબરૂ=ઇજ્જત કીર્તિ
નાણાંની તંગી=પૈસાની ભીડ
બારીક સમયમાં=મુશીબતનાં વખતમાં
જન્મભુમિ=જ્યાં જન્મ થયો હોય તે જગા
નિભાવ=ટકાવ, બચાવ
ઉશ્કેરાઇ=ઉત્તેજીત થઇ, ઝનુનમાં આવી જઇ
ગુમાવેલા=હારી ગએલા
સ્વતંત્ર=બંધન મુક્ત, છુટો કોઇની તાબેદારીમાં નહિ તેવો
દેશદાઝને=સ્વદેશાભિમાનને, દેશ માટેની લાગણીને

સવાલ—પ્રતાપને તમે કેવા રાજા તરીકે માન આપશો ? શા માટે તેણે અપાર સંકટો વેઠયાં ? અકબરના જાસુસે તેનું શું વર્ણન કર્યું હતું ? ભામાશાએ દેશ દાઝને માટે શું કર્યું ? તમે પણ દેશદાઝને માટે ભામાશા બની શકો કે નહિં ?

પ્રતાપે પોતાનો મુલક કેવી રીતે પાછો મેળવ્યો ? અને ક્યારે તે શાંત રીતે સ્વર્ગસ્થ થયો ? મહારાણા પ્રતાપસિંહનું જીવન ચરિત્ર તમને કયો અમૂલ્ય બોધ આપે છે ?

### પાઠ ૩૧ મો.
### નિયમસર અને વખતસર કામ કરવા વિષે.

નિયમસર=રીવાજ પ્રમાણે
વખતસર=વખત પ્રમાણે
ચઢતી=ઉન્નતિ, આબાદી
અમુક નિયમ=ચોક્કસ રીવાજ
ઠરાવ્યાવિના=નક્કી કર્યા વગર
ગોટાળો=ગરબડ
પ્રયત્ન=મહેનત
આરંભવું=શરૂ કરવું
ઠરાવેલા=નક્કી કરેલા
ખલેલ=અડચણ, હરકત
ચતુરાઇ=હોશીયારી
મુશ્કેલીઓ= અઘરી બાબતો
અણગમતી=ગમે નહી તેવી
નિયમિતપણે=નક્કી કરેલા નિયમ મુજબ
મુકરર કરીને = નક્કી કરીને
કોશીશ=યત્ન, મહેનત
અમૂલ્ય=ઘણીજ કીમતી
અગત્ય=જરૂર
કેળવણી લીધાથી=ભણવાથી, અભ્યાસ કરવાથી
સસ્તાં=સોંઘાં
અસુરા=મોડા
ઇતરાજી=ગુસ્સો, કનજર
નડતર=અડચણ

સવાલ—કામ કરવાની રીતો કેટલી છે? તેમાંથી કઇ રીતો યોગ્ય છે? નિયમિત અને અનિયમિત કામોથી થતાં નુકશાન અને લાભ જણાવો આપણું અનિયમિતપણું બીજાને શું નુકસાન કરે છે? શામાટે નિયમિત રીતે વર્તવું? નાનપણથી નિયમિત કેમ થવું?

### પાઠ ૩૨ મો.
### શાહેનશાહ સાતમા એડવર્ડ.

માજી=જુના, પહેલાના
શાહેનશાહ=રાજા
વડાકુંવર=મોટા દીકરા
સ્વર્ગવાસ=ગુજરી જવું તે
દરીઆપારના=દરીઆના સામા કાંઠાના, બેટ, બંદર વિગેરે
હયાતછે=હાલ પણ છે, જીવતા છે
વિચારવંત=સમજુ, બુદ્ધિમાન
અજ્ઞાન=અણસમજુ
અભિમાની=અહંકારી
મમતી=હઠ કરીને પોતાની મરજી પ્રમાણેજ ચાલનાર
ઉત્તમ શિક્ષકો=સારા માસ્તરો
તાબામાં=કબજામાં
પાઠશાળા=ઉંચું જ્ઞાન મેળવવાની શાળા, કોલેજ

તરૂણશાહજાદાને=જુવાન રાજકુમારને
સભ્યતા=વિવેક
પ્રજા=રૈયત
દાઝ=દયા, લાગણી
નારાજ=નાખુશ
જમીનદાર=જમીનવાળા
જાગીર=ગરાસની જમીન
ઉત્તેજન=આશ્રય, સહાય, મદદ
મરદાની=પુરૂષોને શોભે તેવી
સુસ્તી=આળસ
મોજમઝા=રંગ વિલાસ
માહીતી=અનુભવ
નૌકાશાસ્ત્ર=વહાણ ચલાવવાની કળાની વિદ્યા
દરિઆઇ સફર=સમુદ્રની મુસાફરી
રક્ષક=રક્ષણ કરનાર
સંપ્રદાય=ધર્મના માર્ગ, પંથ
પંથ=મત, ધર્મ, સંપ્રદાય
અટકાવ=પ્રતિબંધ, અડચણ.
દેવલોક પામ્યા=સ્વર્ગવાસી થયા
અતિશય=ઘણી
ફેલાઇ=પ્રસરી
પ્રસિદ્ધ=જાહેર
જગજાહેર=જગતમાં પ્રખ્યાત
સલાહકારક=સલાહ કરનાર
આબાદી=ચડતી

સવાલ—શહેનશાહ એડવર્ડનો જન્મ, લગ્ન, રાજ્યાભિષેક અને સ્વર્ગવાસ કઇ કઈ સાલોમાં થયો? તેમના માતા, પિતા અને પત્નીનું નામ શું? તેમને કેવી પદ્ધતિથી શિક્ષણ આપવામાં આવ્યું હતું? તેમનામાં ક્યા ક્યા ગુણો હતા? અને ક્યા ગુણને લીધે તે જગજાહેર થયા?

### પાઠ ૩૩ મો.
### ખોડ માટે કોઇની મજાક ન કરવા વિષે

મજાક=મશ્કરી, હાંસી
હીંગણો=બેડોળ; બટકો
વરવો=કદરૂપો
દોષ=વાંક, ગુનો
શેખી=પતરાજી, ડહાપણ
વીસરી=ભૂલી
ખોડ=ખામી, ભુલ
આતુર=ઇંતેજાર
પ્રશ્ન=સવાલ
કાયર=હેરાન
અન્યાય=ગેરઇન્સાફ
લંગડો=પગની ખોડવાળો
મુંગો=મ્હોંથી બોલી શકે નહિ તે
અવયવ=વિભાગ
ચલણ=સત્તા
કૃતિ=કામ
રચના=બનાવટ
રૂપ=દેખાવ
શરમાણું=લજાણું

સારાંશ—કોઇના શરીરની ખોડ, અગર તો બુદ્ધિની ખોડ જોઇને મશ્કરી કરવી નહિ. કારણ કે તે પ્રભુની કૃતિ છે, જેથી પ્રભુની મશ્કરી કરવા બરાબર છે,

**પાઠ ૩૪ મો.**
**જમાઇઓને શુળી પર ચઢાવવા વિષે.**

જમાઇ=છોકરીનો વર
શુળીપર=અણીવાળા લોઢાના થાંભલા ઉપર
વિનોદી પ્રધાન=આનંદી વજીર.
કુળવાન=ઉંચા કુળનો
હાજરજવાબી=જે પૂછવામાં આવે તેનો તરતજ ચોક્સ જવાબ દેનાર
ગેરવ્યાજબી=અયોગ્ય
વિનંતી=પ્રાર્થના, અરજ
વિદાય કર્યો=રજા આપી
જહાંપનાહ=દુનિયાનું રક્ષણ કરનાર;પાદશાહ
અસંખ્ય=ઘણા
વીત્યા=ગયા
ખડકી=ગોઠવી
ઉંચા દરજ્જાવાળા=વધારે પદવીવાળા, અમલદાર વર્ગ
સરદાર વર્ગ=અમીર ઉમરાવો
ખંચાતો ખંચાતો=અટકાતો, અટકાતો
ખુદ નામદારની=પાદશાહની પોતાની
બંદે નવાજ=ગરીબ પર કૃપા કરનાર
બેઅદબી=અવિવેક
સડ=દિગ, તાજુબ
જાન જશે=જીવ જશે. મરવું પડશે
તત્કાળ=તેજ વખત, તરતજ
રદ્દકર્યો=કાઢી નાખ્યો
શાબાશી=ધન્યવાદ

શવાલ—બાદશાહના ગેરવાજબી હુકમ બીરબલ કેવી રીતે ફેરવતો ? તેણે જમાઇઓના જાન બચાવવા કેવી યુક્તિ વાપરી ? આ વાર્તા તમને શો ઉપદેશ આપે છે ?

**પાઠ ૩૫ મો.**
**ઇલાકાની મુખ્ય વસ્તી અને તેના રીતરિવાજો વિગેરે**

મુખ્યવસ્તી=વસ્તીનો મોટો ભાગ
કાનડી=કાનડાના રહેવાશી
ગુજરાતી=ગુજરાત ના વાસી
કાઠિઆવાડી=કાઠિઆવાડના રહેવાસી
કચ્છી=કચ્છના રહેવાશી
સિંધી=સિંધ પ્રાંતના રહીશ
શીઆ સુની=મુસલમાની ધર્મના બે પંથ છે

મહેરાથી=બહેનોની સીક-
લપરથી
પહેરવેશથી=પોશાકથી
રીતરિવાજ=રહેણી ક-
રણી રીતભાત
બોલાચાલી=બોલવાની
ભાષા વિગેરે
પરખાઇ=ઓળખાય
અનુસરતા=મળતા
આવતા
વર્ણ=જાત
જુલ્ફા=વાળના જથ્થા.
ચોરણા=સુરવાળ
બેટ=ચોરણાપર કમ-
રથી ઢીંચણ લગીનું
કપડું બાંધે છે તે
ઇજાર=પહોળાને ખુલનો
ચોરણો, લેંઘો
જમણીમેર=જમણી
બાજુ
ડાબીમેર=ડાબી બાજુ
બાબરો=ફરતી ઘેરવાળો
ચણીઓ
લાજ કાઢે છે=માથા
પર ઓઢેલો છેડો
મોઢાપર લાવે છે
પડદે=ઓઝલ પડદે,
જનાને
સુરવાળ=પાટલુન
સદરો=ટુંકી બાંહેનું
પહેરણ
કસ્તી=પારસી લોકો
ઊનની વણેલી દોરી
કમર ઉપર બાંધે છે તે
નાતબહાર=બીજીનાતમાં
રિવાજ=ધારો
હથેવાળે=વર કન્યાના
હસ્ત મેળાપ કરીને
ખાંડુ=કન્યાને માંડવે
વર રાજા ન જતાં
બે ધારવાળી તલવાર
મોકલવામાં આવેછેતે
વિધવા=વર મરી ગયો
હોય તેવી
પુનર્લગ્ન=ફરીથી પર
ણવું તે
હલકી વર્ણો=નીચજાતો
છુટ હોય છે=રજા
હોય છે
બાધ=હરકત, અડચણ
શબ=મડદું
માટી=માંસ
દખમું=પારસી લોકોને
મડદાં મુકવાનો કુવો
બોલીમાં=ભાષામાં
રોટી, ભકર, ભાકર=
રોટલી

સવાલ—મુંબાઇ ઇલાકાની મુખ્ય વસ્તી અને તેના વર્ગ ગ-
ણાવો હિંદુ, મુસલમાન, અને પારસી એ ત્રણ જાતોના રીત રિવા-
જનું વર્ણન કરો,

એ ત્રણે જાતના બૈરાંઓ તથા પુરૂષો ઓળખવાની નિશાની
કઇ ? ઇલાકાની ભાષામાં ફેરફાર કેમ ?

પાઠ ૩૬ મો.
વિશ્વામિત્ર અને
વસિષ્ઠ.

વિશ્વામિત્ર×સૂર્યવંશી
ગાધી રાજાના પુત્ર
બ્રહ્મ રૂષિમાંના એક,
તે કનોજના રાજા
હતા
વસિષ્ઠ=અયોધ્યાના

રાજાઓના કુળગુરૂ
કુળગુરૂ=રાજગોર, પુરોહિત, આચાર્ય
જાણીતાં=પ્રસિદ્ધ, પ્રખ્યાત
કાન્યકુબ્જ=કનોજ
મૃગયા=શિકાર
આશ્રમ=મઠ, તપ કરવાને માટે બાંધેલું ઝુંપડું
વાની=જાત
ઉત્તમ ભોજન=સારૂં ખાવાનું
રાજમહેલ = રાજાનું મકાન
કામધેનુ=મનમાં ધારેલી વસ્તુ તરતજ આપનાર સ્વર્ગની ગાય
બળાત્કારે=જોરજુલમથી
અગણિત=ઘણા, ગણી શકાય નહિં તેટલા

વીરો=બહાદુરો, શુરવીર પુરૂષો
ઝંખવાઇ=શરમાઇ, લજવાઇ
તપોબળ=ૠષિઓનું બલ તપ કરવાથી જે દિવ્ય શક્તિ મળે છે તે
રાજબળ=રાજાઓનું બળ, સૈન્ય વિગેરે રાજની શક્તિ
વિસાતમાં=લેખામાં, ગણતરીમાં
રાજપાટ=રાજાની ગાદી
તપ=પવિત્ર કર્મ ઇશ્વરનું ધ્યાન
બીધા=ભય પામ્યા
ભૂલથાપ=ભૂલાવો
ભંગ=નાશ
તજવીજ=તપાસ.
બ્રહ્મર્ષિ=બ્રાહ્મણૠષી થયો હોય તે

પદવી=ઇલકાબ, હોદ્દો
રાજર્ષિ=રાજાને કહેલા ૠષિ; રાજર્ષિ કોઈ રાજા રાજ છોડી ને તપ કરતાં ૠષિ થયો હોય તે રાજર્ષિ કહેવાય
રાજસભા = રાજાની કચેરી
સાંખી= વેઠી, સહન કરી
નિર્મળ=પવિત્ર; નિષ્પાપ
કથા=હકીકત
ભારેશ્રમ=સખતપ્રયાસ; ઘણી મહેનત
સિદ્ધિ=મેળવવાને મુશ્કેલ એવી વસ્તુ
સિદ્ધિ=આઠ પ્રકારની છે અણિમા, મહિમા, ગરિમા, લઘિમા પ્રાપ્તિ, પ્રાકામ્ય, ઇશિત્વ અને વશિત્વ.

સવાલ—વસિષ્ઠ અને વિશ્વામિત્રનું ઓળખાણ આપો. શી ઇચ્છાથી વિશ્વામિત્રે ઉગ્ર તપ આરંભ્યું ? દેવતાઓને શી ચિંતા થઇ ? ને તેમણે શું કર્યું ? કેવી રીતે વિશ્વામિત્ર બ્રહ્મર્ષિ થયા ? વસિષ્ઠ તેમને રાજર્ષિ કેમ કહેતા ? અને ક્યારે તેમણે બ્રહ્મર્ષિ કહ્યા ? વિશ્વામિત્રનું ચરિત્ર તમને કયો ઉપદેશ આપે છે ?

### પાઠ ૩૭ મો.
### હિંમતથી મુશ્કેલી ખસેડવા વિષે.

હિંમતથી=ધીરજથી
મુશ્કેલી=સંકટ મુશીબત
ખસેડવા=કાઢી નાખવા, દુર કરવા
હિંમતવાન=ધીરજવાળો
આરંભી=શરૂ કરી
ડરી=બીજઈ ભયપામી
કાયર=બાયલો, નામર્દ, નાહિંમત, નાલાયક
અમર કર્યું = કાયમ રાખ્યું
પરવા=દરકાર, સંભાળ
ઘણેકાળે=લાંબે વખતે
પાર ઉતાર્યું છે=પુરૂં કરેલું છે
જાગીરદાર= વતનદાર, જમીનદાર
મૂળથી=પ્રથમથી, નાનપણથી
આગ્રહ=ચોક્કસપણું
રાજપદ=રાજાની પદવી
સ્થાપન કરતાં=સ્થાપતાં, આરંભતાં મંગળાચરણ કરતાં
ઠાર મારીશ = જીવથી મારી નાખીશ
પ્રયત્ન=મહેનત
જારી=ચાલુ
ઇજનેર=બાંધકામ જાણનાર, સાંચાનો અનુભવી
સંયોગીભૂમિ= જમીનના બે મોટા ભાગને જોડનારો જમીનનો નાનો ભાગ
પાધરાં=સીધાં
અડચણ=મુશીબત
નહેર=પાણી વહેવાનો લાંબો ને ઊંડો ખાડો
મહાભારત=ઘણું કઠણ
બેશક=ખરેખર
ખ્યાલ=ધારણા, અટકળ
દાઝ=દયા
તોડ=નિકાલ
ફેડયાં=નાશ કર્યાં
સીધી=હબસી નામે એક જાતના લોકો
ગુલામ=વેચાતો લીધેલો ચાકર
ગુલામગીરી=ગુલામ કરવાનો રીવાજ
માલીક=ધણી, શેઠ
લડત=લડાઇ
જારી=ચાલુ
સફળથયો=પાર પડયો
એકસામટા=એકીસાથે

સવાલ—કેવાં કામ કરનારને હિંમતવાન અને કોને બાયલો કહેશો ? શિવાજીની હિંમતનું શું પરિણામ આવ્યું ? લેસેપ્સે શું મહા કાર્ય કર્યું ? તેને શાં શાં કષ્ટો નડયાં ? અને કેવી રીતે તે પાર પડયો ? વિલ્બર્ફોર્સે ગુલામોની આઝાદી કેવી રીતે મેળવી ? શિવાજી, સંયોગીભૂમિ, ફ્રાન્સ, ઈજનેર, લેસેપ્સ અને વિલ્બર્ફોર્સની હકીકત કહો.

## પાઠ ૩૮ મો.

### પ્રતાપસિંહ અને તેના પટરાણી

પટરાણી=રાજાની મુખ્ય રાણી
કાં=શા માટે
ચિંતા=ફીકર
પરોવાયું=રોકાયું,લાગ્યું
ચાતક=પપૈયો, એક જાતનું પક્ષી છે
ચકવા=એક જાતનું પક્ષી
ચતુરનર=હોંશીયાર પુરૂષ
પ્રતિદિન=હમેશાં
ઉદાસ=દીલગીર
ખર=ગધેડો
ઘુવડ=દિવસે આંધળું અને રાત્રે દેખતું બેડોળ ખરાબ પક્ષી
નિજવાસ=પોતાને મુકામે
હરાયો=હરામનો ધુતી લીધેલો
વતન=જાગીર, ગામગરાસ
જતન=રક્ષણ, બચાવ
ખાનદાની=ઉંચા કુળની
ઘુંજમાં=ગજવામાં
દી=દિવસ
ભે=ભય
આકળા=ગાભરા
શેતરંજ= રાજા અને રાજપુરૂષો તથા રાજરાણીઓને રમવાની બુદ્ધિબળની રમત
દીનોનાથ=ગરીબનોધણી
પટ=પડદો
ખેલવો=રમવો
ખસતો કરી=દુર કરી
ખેલવાનેજ=રમવાનેજ
લ્હાવો=ઓરાઓ લાભ
પડશે લેવા દેવાશે= જેવું દુઃખ આવશે તેવો તેનોનિકાલ થશે
જુદ્ધ=લડાઈ
હઠ=આગ્રહ
પત્ર=કાગળ
દાવો=હક્ક, કબજો
રણવાસ= રાણીઓનું સ્થાનક; જનાનખાનો
રણસંગ્રામ=લડાઇનું મેદાન
પાણી જોયું છે=બળ, સામર્થ્યનો અનુભવ લીધો છે
ભાગ્યેજ=કદાચિતજ
ચોટ=ઘાવ, ઘા
બાણ=તીર
સમજકાચી=બુદ્ધિઓછી
ખીલને જોરજ=ખીલાના બળથી ધણીની હુંફથી
પલોટાવું = મહાવરો થવો, અનુભવ મેળવવો
અભાગણી=હતભાગિની કમનસીબની
ખાળો= અટકાવ, પ્રતિબંધ
હારે=સાથે
જશ=યશ
કુંવરભણી જીવ રાખવો=કુમારની સંભાળ રાખવી
પ્રભુ કરેશે તો=ભગવાનની કૃપા હશે તો
વયમાં આવતાં=ઉમ્મર લાયક થતાં
વેરીઓના=શત્રુઓના, દુશ્મનોના
કાળજાં ફાડશે=ભય પમાડશે
વેણ=વચન

સંતાપ=શોક, પરિતાપ | શમી-ગયો=દુર થયો, | મટી ગયો

ચાતક તે ચકવા નામનાં પક્ષી, અને ચાલાક પુરૂષ હમેશાં દીલગીરીમાંજ રહેછે અને ગધેડો ઘુવડ તથા મુર્ખ માણસ નીરાતે ઉંઘે છે.

સવાલ—ચિંતા કોનામાં હોય છે? અને કોનામાં નથી હોતી? પ્રતાપ અને તેની રાણી વચ્ચે શો સંવાદ થયો તે ખુલાસેથી કહો! રાણા પ્રતાપને શી ચિંતા હતી? તેની રાણીને એક આર્ય દેવી તરીકે શા માટે સન્માન આપવું જોઇએ?

પાઠ ૪૦ મો.
સુર્યપર ચઢાઈ.

નવાબ=મુસલમાન સુબો
છટાએ=જરાપણ
ઉધ્ધત=તોફાની, સ્વછંદી, ગમેતેમ ચાલનાર
સોબતમાં=દોસ્તીમાં
હજુરી=પાસે રહેનાર નોકર
કારભારી=પ્રધાન,વજીર
ખામખાલ=તદન ખરાબ
સાધન=સાહિત્ય. સામાન
કંપનિ સરકાર=ઇસ્ટ ઇંડિયા કંપની
વીત્યાબાદ=ગયા પછી
ઉંચે ઉડવાના સાંચા=બલુન
આતુરતાથી=ઇંતેજારીથી
રાહ જોતો=વાટ જોતો
પરાક્રમની=જોસભેર લડયાની
સરત=કબુલાત, કોલ કરાર
હોજ=પાણીનીમોટીટાંકી
પ્રતિબિંબ=પડછાયો, ઓળો
સખત પહેરો = ઘણો જાપતો
ઇલ્કાબો=હોદાઓ
જાગીર=સારા કામ બદલ સરકાર દરબાર તરફથી મળતી ઇનામી જમીન

સારાંશ—એ છે કે ઉપરીઓ કદાચ મુર્ખાઇને લીધે ગેરવ્યાજબી હુકમ ફરમાવે તો કારભારીનો માફક સમયસુચકતા વાપરીને ચાલવું.

પાઠ ૪૧ મો.
બળતુંઘર .

મધરાત=ટાળ(?)ગયારની રાત્રીના વચગાળા
પછીનો વખત
શુમારે=આશરે,લગભગ.
શેરમાંથી=પોળ મહોલ્લામાંથી
બંબાવાળા=પાણીનો બંબો રાખનારા
નીસરણીમાંડીને=શીડી ગોઠવીને

ફૂંખાઇ=ગુંગળાઇ
બે ભાન=ભાન વગરના, બેશુદ્ધ, મુર્છિત
તાજીહવાઇ=સ્વચ્છ હવા
જાગૃતિ=ભાન, શુદ્ધિ
ચસેચાસ=ભુમેભુમ
હડસેલે = ધકો

પાખરેજ=આગલોજ, તરતજ
ધ્રૂજતાં=ભયથી કાંપતાં
છાતીવાળા=હિંમતવાન
અણીશુદ્ધ=આખા ને આખા કોઈ પણ અડચણ થયા વગર
ઉગાર્યો=બચાવ્યો

જોખમમાં=ભયમાં, અડચણમાં
સૂંઢ=કપડાની નળી.
આંકડી=ખેંચી પાડવાનું લોઢાનું ઓજાર
ટાટો=ગરબડ, હરકત
બંદોબસ્ત=વ્યવસ્થા
ગભરાઇ=મુંઝાઇ

સારાંશ—પાઠમાં જણાવેલા સાહસિક પુરૂષે પોતાના ભાઇબંધને સંકટ સમયે જેવી મદદ કરી તેવીજ રીતે આપણે પણ આપણા મિત્રોના તથા સમસ્ત પ્રાણીઓના સંકટ સમયે મદદ કરવી એ આપણી ફરજ છે.

## પાઠ ૪૨ મો.

### મૃગજળ

મૃગજળ=ઝાંઝવાનું પાણી, " રેતીના રણોમાં હવા તપવાથી મેદાનમાં ઘણે દૂર મોટી નદીઓનાં પાણી જેવું દેખાય છે, એવા ખોટા દેખાવને મૃગજળ કહેછે"
આબેહુબ=અસલ સ્વરૂપ, મૂળને પૂરેપૂરો મળતો
કરડા તાપને=સખત ગરમીને
પ્રદેશ=મોટો દેશ-ભાગ
પીડાએલાં=હેરાન થયેલાં
વારંવાર=વખતો વખત
છેતરાઇને=ઠગાઇને
લાલચે=આશાએ
માહીતગાર=અનુભવી, જાણીતા
વિચિત્ર તરેહનો=અજાયબી ભરેલા, નવાઈ લાગે તેવો
મિનારા=મોટા બુરજ
ઘુમટ=અર્ધગોળ ઢાંકણ, શિખર
ભોમીઓ=જાણીતો, રસ્તો બતાવનાર
ચકિત=સ્તબ્ધ
પ્રવાસી=મુસાફર, વટેમાર્ગુ
આરામ=વિશ્રાન્તિ

સવાલ—મૃગજળ એટલે શું ? મૃગજળને લીધે મુસાફરી કેવી રીતે કરાય છે ? મૃગજળને કોણ ઓળખી શકે છે ? મૃગજળ ક્યાં ક્યાં અને ક્યારે ક્યારે દેખાય છે ?

## પાઠ ૪૩ મો, બુદ્ધિનો મહિમા

- બુદ્ધિનો મહિમા=અક્કલની મોટાઇ, બુદ્ધિનો પ્રતાપ
- ગુફા=દર, બખોલ
- સુઝી આવ્યો=માલુમ પડ્યો
- નમ્રતાથી=ગરીબાઇથી
- આંતર્યો=ઘેર્યો, રોક્યો
- પરવાનગી=રજા
- સોગન=સમ
- ભાષણ=હકીકત, બોધ
- અપમાન=તિરસ્કાર
- નાલાયક=લાયક નહિં તે, બદમાસ
- અબઘડી=આ વખતે, હમણાં ને હમણાં
- કુપ=નાનકડો કુવો
- ઘોષ=સામા અવાજ
- ગર્જના=ગડગડાટ
- મન મેળવી=રાજી ખુશી કરી, સલાહ સંમતિ લેઇ
- બાથ ભીડવી=લડાઇ કરવી સામા થવું
- અફળાયો=ભટકાયો, ટીચાયો
- પાણી ભરે છે=હિસાબમાં નથી

**સારાંશ**—"બળથી જે કામ થઇ શકતું નથી તે કળથી (અક્કલથી) થાય છે માટે કોહલાની માફક આવે સ્થળે અક્કલનો ઉપયોગ કરવો.

## પાઠ ૪૪ મો. પાણીનો નળ.

- નળ=લોઢાનાં કે ચીનાઇ માટીનાં ભુંગળાં
- વરસો=વર્ષો
- કદી=કોઇ વખત
- જન્મારામાં=જીંદગીમાં
- ઠેર ઠેર=ઠેકાણે, ઠેકાણે
- જવલ્લેજ=કવચિતજ
- તીકમ=સખત જમીન ખોદવાનું લોઢાનું ઓજાર કે જેની એક બાજુ કોદાળી જેવી અને બીજી શંકુ આકારની ધાર હોય છે.
- છીણી=ધાતુ કાપવાનું ધારવાળું લોઢાનું ઓજાર કાણાં કાપવામાં પણ તેનો ઉપયોગ થાય છે
- પેચ=આંટા
- સકાવા=કોક, સકરી
- ઘરધણી=ઘરના માલેક
- ટાંકી=નળની ખોળી
- સજ્જડ=મજબુત, સખ્ત
- સુધરાઇ ખાતું=મ્યુનિસિપાલીટી
- જોડાણ=સંધાણ.
- જંગી=ઘણી મોટી
- વરાળ યંત્ર=વરાળથી ચાલતા સંચા
- આપદા=દુઃખ, પીડા
- જમાનો=લાંબો વખત, જુગ

**સવાલ**—નળ વાટે મીઠું પાણી શહેરોમાં શી રીતે આવે? અને નળનું જોડાણ શી રીતે કરે છે? ટાંકીઓ ઉંચી શા માટે રાખવી?

**પાઠ ૪૫ મો.**
**પાણી તથા દુધ-**
**ચોકખાં રાખવાવિષે**

મરણનું પ્રમાણ=મરકી
સુખાકારી ખાતાના=
મ્યુનિસિપાલટી અ-
થવા મેડીકલ ખાતાના
તંદુરસ્તી=આરોગ્યતા
સબળ=મજબુત
બિમારી=રોગ, વ્યાધિ
સંગ્રહણી=વારેવારે ઝા-
ડે ફરવું થાય તે રોગ
મરડો=પેટમાં દુઃખીને
ઝાડેફરવું થાયતે રોગ
અભાવ=અરૂચી, ના-
પસંદગી [જરાજરા
મધુરે મધુરે=ધીમુધીમુ
ખુલાસો=સમાધાન,
સમજુતી
પિડાય છે=રીબાય છે,
દુખી થાય છે
ખા[illegible] છે=
માંદા [illegible]
લાગણી=દાઝ દયા
ચાંપતા ઇલાજ=તરતજ
ઉપાય [થાઓછો
પીડા પામો છો=દુખી
કાસળ=જડમુળ
છેક=તદન, બીલકુલ
ગંદકી=ગંદવાડ
ભરવસ્તીવાળા=ગીચો-
ગીચ વસ્તીવાળાં
ઉકરડા=છાણ મૂત્ર વિ-
ગેરે ગંદકી કહોવ-
રાવવાની જગ્યા
પાડોશમાં=નજીકમાં
જાજરૂ=સંડાસ
થાળું=મથાળું કુવા-
ના કાંઠા ઉપર જે
[illegible] પડતો
પાણીને પડવાનો
ઘાટ બાંધેલો હોયછે તે
મરી=ઉતરી
જંતુ=જીવડાં
પાકે છે=પેદા થાય છે
ખપમાં=કામમાં, ઉ-
પયોગમાં [મકાન
કોઢ=ઢોરને બાંધવાનું
ચૂસે છે=શોષી લેછે
વિદાય થયા=ગયા

**સવાલ**—ગામના લોકો કયા રોગથી પીડાતા હતા? શા કારણથી તે રોગો ઉત્પન્ન થતા હતા? સાહેબે કેવું ભાષણ આપ્યું? ગંદકી દુર કરવા શી સૂચના આપી? પાણી અને દૂધ સ્વચ્છ રાખવાને માટે શું કરવું?

**પાઠ ૪૭ મો.**
**પેટ અને શરીરના**
**બીજા અવયવો**

અવયવો=વિભાગો
વર્ણવ્યું=[illegible]
નારાજ=નાખુશ, ના-
[illegible]
ભેગા મળ્યા=એકઠા થયા
પ્રમુખ પદ=સભાના ઉ-
પરીની જગા
હજુર=રૂબરૂ
રજુ=હાજર
શ્રમ=મહેનત
પરવડવી=પાલવવી
તસ્દી=મહેનત
વૈતરૂં=મજુરી
મીઠું મરચું ભભરા-
વીને=વાત વધારીને
વર્ણન=વિગતવાર હકીકત
જુલમ=ત્રાસ
ભાન=સમજ

આગલો વિશાળ ભાગ બેઠક | વિસ્મય=અજાયબ, આશ્ચર્ય | નિર્જીવ=જીવ વગરની
પ્રવીણ=હોશીઆર

**સવાલ—ભીમદેવ, વિમળશા, વીરધવળ. વસ્તુપાળ, તેજપાળ, આદિનાથ નેમીનાથ, ચિત્રકુટ, અને દેરાણી, જેઠાણીની** ખુલાસાથી ઓળખાણ આપો.

જૈન લોકોનાં જોવા લાયક દેહેરાં કયાં કયાં છે ? અને ક્યાં કયાં ? જૈનોની ધર્મ શ્રદ્ધા શા ઉપરથી જણાઇ આવે છે ? સાંપ્રત સમયમાં તેમના જેવી ધર્મ ઉપર શ્રદ્ધાવાળી કઇ કોમ છે?

જેઓએ જૈનોનાં દેહરાં જોયાં છે તેઓએ આપણા દેશને માટે શો અભિપ્રાય આપ્યો છે?

**પાઠ ૫૦ મો.**

**રાજા ભોજ**

પરાક્રમી=બહાદુર, સમર્થ
પરદુ:ખભંજન=બીજાઓનાં દુ:ખનો નાશ કરનાર
શોખીન=શોખવાળો
ઉદારદીલનો=મોટામનનો
દક્ષિણા=દાન આપવું તે
શ્લોક=છંદ બે કે ચાર ચરણની કાવતા
સ્મરણ=યાદ દાસ્ત
કમાણી=આવક, પેદાશ, રોજી
વડવા=બાપદાદા.પુર્વજ
ચતુર વિદ્વાન=ડાહ્યા પંડિત
મતલબ=હેતુ,ભાવાર્થ
ઉછીની=અંગ ઉધાર, વગર વ્યાજે ધીરેલા તે
પુરાવો=સાબીતી,સાક્ષી
બનાવટી=ખોટો, જોડી કાઢેલો
અચંબો=આશ્ચર્ય,નવાઇ
સ્તબ્ધ=ચાકત, દિંગ
ઠરે=નક્કી થાય, સાબીતી મળે
પ્રપંચ=દગો, તરકટ કપટ
મોબડું ઇનામ=અમણી ભેટ
શિરામણ=નાસ્તો
રાજ વહીવટ=રાજકારભાર
વૈદકશાસ્ત્ર=રોગ ઓળખીને તેની દવા બતાવવાની વિદ્યા
ડાંગ=લાંબી જાડી લાકડી
પાહે=પાસે
નાય=ન્યાય
ફાહી=ફાંસી
ધીરો=શાંત
હાચે હાચું=ખરેખરૂં, સાચે સાચું
અમૃતબરાબર=ગુણકારક

સવાલ—સભાના પંડિતોએ શા માટે પ્રપંચ રચેલો ? અને નવા પંડિતે તે કેવી રીતે નાશ કર્યો ?

ભોજરાજાની નગર ચર્ચામાં શું જાણવા જેવું બન્યું ?

પાઠ ૫૧ મો.
ગામ વસાવવા વિષે
બિનાક્ષવાળી=ભેજાળી
પુરણી=પુરવાનું કામ
ધમણ=વા ફુંકવાની ચામડાની કોથળી
શરૂઆત=આરંભ
ઓજારો=હથિઆરો
વૈદું=ઓસડ કરવાનું કામ
પહેલું સુખ તે જાતે નર્યા=પહેલું સુખ એ છે કે જાતે નિરોગી ( શરીરે તંદુરસ્ત)
વાઢકાપ=નસ્તર મુકવાનું કામ
અનુભવ=અભ્યાસ માહિતી
ગુણદોષ=લાભનેનુકશાન
ઔષધ= ઓસડ, દવા
ખજાનો=ભંડાર
આબાદ=સુખશાંતિવાળું
ખનીજપદાર્થ=ખાણમાંથી નીકળતી ચીજો

પાઠ ૫૨ મો
ભીષ્મ પ્રતિજ્ઞા.
ભીષ્મ=ભારે,જબરી
પ્રતિજ્ઞા=ટેક,પણ, બાધા
અસલના વારામાં=પહેલાના વખતમાં
નામાંકિત=નામજાદા, પ્રખ્યાત
પાંડવ=પાંડુ રાજાના છોકરા, તે પાંચ ભાઇઓ હતા
કૌરવ=કુરૂરાજાના છોકરા. તે સો ભાઇઓ હતા.
જાણીતા=જગજાહેર પ્રસિદ્ધ
પેઢી=ઓલાદ,વંશ,કુળ
હસ્તિનાપુર=હાલના દિલ્હી શહેરની પાસે એક ભવ્ય નગર હતું
સ્વાર્થ=પોતાનીઇચ્છા પોતાનું હીત પોતાનો અર્થ કે લાભ
ત્યાગ=છોડી દેવું તે

ભીષ્મપ્રતિજ્ઞા=ભારે પાળી શકાય નહિ તેવી ભયંકર પ્રતિજ્ઞા
કથા=કથની, હકીકત
રૂપવાન=ખુબસુરત સુંદર, રૂપાળી
માછી=ઢીમર, માછલાં પકડવાનો તથા વહાણ ચલાવવાનો ધંધો કરનાર
કાંન્તિ=રૂપ,સુંદરતા, લાવણ્યતા
ઉંરકંઠા=ઇચ્છા
યોજનગંધા=સત્યવતી મત્સ્ય ગંધા, ભગવાન વેદ વ્યાસની માતા
માગુ=માગણી
સહેજમાં=સહેલાઇથી જરાવારમાં
ગાદીનોવારસ=રાજ ગાદીએ હકદાર
હક=દાવો, કબજો
સંતાપ=પરિતાપ શોક-

દિનપરદિન=દિવસે દિવસે દુઃખ —
ગંભીર=ઘણી ભારે,
ભયાનક=બીહામણી.
સંતોષ=તૃપ્તી.
કોલ=વચન.
બ્રહ્મચારી=કુંવારા રહેવાનું વ્રતપાળનાર.

**સવાલ—શંતનુ, દેવવ્રત, પાંડવ, કૌરવ, ભીષ્મ, સત્યવતી, યોજનગંધા, માછી રાજા અને હસ્તિનાપુરની ઓળખાણ ખુલાસાવાર આપો.**

શંતનું રાજાનુ જીવન ચરિત્ર કહો, ભીષ્મ પ્રતિજ્ઞા શી થઇ? શા માટે અને કોણે તે પ્રતિજ્ઞા લીધી? ભીષ્મના ચારિત્ર ઉપરથી "દરેક સુપુત્રે પોતાના માબાપની મરજી સાચવવાને સારૂ જીંદગીનો ભોગ આપવામાં પણ પાછા પડવું નહિ." એવો અમૂલ્ય બોધ મળે છે તે વિદ્યાર્થીઓએ ધ્યાનમાં રાખવો*

**પાઠ ૫૩ મો**

**સોમનાથના દરવાજાનાં કમાડ**

ઇસ્લામી=મુસલમાની
અફગાનીસ્તાન=અફગાન લોકોનો દેશ.
સવારીઓ=ચડાઇઓ.
વેરાન=ઉજડ. જંગલ જેવા.
સોમનાથપાટણ=પ્રભાસપાટણ, કાઠિઆવાડમાં છે
પુષ્કળ દ્રવ્ય=ઘણુંજ ધન.
ભંડાર=ખજાના.
રત્નજડીત=હીરા, માણેક, મોતી વગેરે ભારે કીંમતનાં જવાહીરોથી મઢી લીધેલાં.
નટો=નાચકરનારાઓ
નૃત્ય=નાચ
ખ્યાતિ=નામના, પ્રખ્યાતિ.
હલ્લો=હુમલો
ખંડન કરવાનું=ભાગી નાખવાનું.
પણ=પ્રતિજ્ઞા, બાધા,
જમાવ્યું=ભેગું કર્યું
કૂચકરી=ચાલવા માંડયું

*સુચના—આ અને બીજી પણ એવી ઐતિહાસિક કથનીઓ તથા તેના પરથી મળતો સદ્બોધ મહાભારતાદિક ગ્રંથોની કથાઓની મદદ લઇને પણ બાહ્ય મગજમાં યુક્તિ પુરઃસર ઠસાવવાને દરેક શિક્ષક મહાશય પ્રત્યે અમારી નમ્ર વિનંતી છે.

રણ ઓળંગી=રેતીનું મેદાન વટાવી
જંગીઓ=તોપની બારીઓ
તાકાત=શક્તિ, સામર્થ્ય, બળ
મરણીઆ=મોતની પણ પરવા ન કરતાં લડે તેવા
થડમાં=નજીકમાં પાસે
ભયંકર=બીહામણી, ભારે
ખુનરેજી=કાપાકાપી, કતલ
પ્રાણ ખોયા=જીવ આપ્યા.
નામના=ખ્યાતિ, કીર્તિ
પેટામાંથી=પોલમાંથી
કબર=મુએલા માણસની ઘોર; રોજો.
વિસારે પડયાં=ભુલી જવાયાં
સમરાવ્યું=તદુરસ્ત કરાવ્યું
અદ્યાપિ=હજી પણ.

સવાલ—સુલતાન મહમદે સોમનાથ પાટણ ઉપર શા હેતુથી સવારી કરી? સોમનાથ મહાદેવ અને તેના રક્ષણ માટે એકઠા થએલા હિંદુઓ તથા ઇસલામીઓની લડાઇનું વર્ણન કરો.

મહમુદે શા માટે મૂર્તિ ભાંગી? ભાંગતાં તેને શું મળ્યું? શું શું ગીજની લઈ ગયો? સોમનાથનું દેહરૂં કોણે સમરાવ્યું અને સુખડનાં કમાડ ગીજનીથી પાછાં કોણ લાવ્યું? ક્યાં મૂક્યાં?

### પાઠ ૫૪ મો.

### સુરતમાં અંગ્રેજોનું પ્રથમ આવવું.

સુબો=હાકેમ. ઉપરી અમલદાર.
કબજે=તાબે, સત્તામાં.
મુખ્ય=મોટું
નામીચું=પ્રસિદ્ધ; જાણીતું
મલબારકાંઠો=મદ્રાસ ઇલાકાનો પશ્ચિમ કિનારો
સત્તા=હકુમત, કબજો, અમલ
જહાંગીર=અકબરનો છોકરો, સલીમ
સત્કાર=સારૂં સન્માન
હરીફાઇ=બરોબરીસ્પર્ધા
કાફલો=ટોળી, મંડળી,
દૃઢતાથી=હિંમતથી
અગ્નિનૌકા=ઝટ સળગી ઉઠે તેવા પદાર્થ ભરેલા હોય અને દુશ્મનના વહાણને ભેરવીને સળગાવી મુકવાને આંકડીઓ હોય તેવાં વહાણ
કોલકરાર=સરત; કબુલાત
કોઠી=માલ ભરવાની મોટી વખાર
સત્તાનું બીજ=હકુમતનું મૂળ, અમલનું મંગળાચરણ
આરંભ=શરૂઆત
સર્વત્ર=બધે
ફેલાઇ=પ્રસાર પામી
મથક=મુખ્યસ્થળ, મુકામ
અદાવત=શત્રુતા, વૈર
કરડીનજરે=[illegible]
[illegible]

કાનનરે, મરેઠી રા
જ્યનો સ્થાપક
બંદૂકનીગોળીઓ=છરા
નિશાન=એધાણ

વસતીકળા=આબાદી
બાંદે = વહાણ લાંગર
વાની જગા [તમાં
અરસામાં=સમયમાં વખ

વલંદા= યુરોપખંડમાં
વિલાયતની નજીકના
હોલાંડ 'શના રહેવા-
સીઓ; ડચ લોકો

સવાલ—સુરત અને તેની જુની જાહોજલાલીનું વર્ણન કરો? કઈકઈ પ્રજાઓ વ્યાપારાર્થે આવી? અને તેમાં કઈ પ્રજા ફાવી? અંગ્રેજોનો હિંદમાં પ્રવેશ અને સરરોમકરોના જાત્યાભિમાનનું વર્ણન કરો—? અંગ્રેજો શત્રુ સાથે કયાં કયાં લડયા? અને કેવી રીતે વિજયશાળી થયા?

**પાઠ ૫૬ મો.**

**પત્ર વહેવાર.**

ટપાલખાતું=પોસ્ટખાતું
સવડ=સગવડ,વ્યવસ્થા
પાકી ગોઠવણ=ચોક્કસ
બંદોબસ્ત
પત્તા=કાર્ડો
પરબીડીઆં=ટીકીટ વા-
ળાં કવર
ખેપીઆ= કાસદ, સં-
દેશા લાવવા લઈ
જવાનું કામ કરનાર
માણસ
મારફતે=દ્વારાએ
સહીસલામત=કોઈપણ
જાતની અડચણ વગર
માનવાચક=માનઆ-
પનારા
તીર્થરૂપ=તીર્થજેવા-
પવિત્ર, એ શબ્દ પિ-
તા અગર વડિલનેજ
લખાય છે
ચીરંજીવી=ઘણી મુદત
જીવનાર એ શબ્દ
વડિલો છોકરાઓનેજ
લખે છે
રાજમાન રાજેશ્રી=રા-
જા તરફથી માન
અને પૈસા મલતા
હોય તેવા સરકારી
નોકરોનેજ આ શ
બ્દ લખાય છે
સૌભાગ્યવતી=પરણેલી
સ્ત્રી. જેનો ધણી જી-
વતો હોય તેવી
ગંગા સ્વરૂપ=ગંગાના
જેવી પવિત્ર એ શબ્દ
વીધવાઓનેજ લખ-
વામાં આવે છે.
નામઠામ=નામ અને
ઠેકાણું
માત્ર=ફક્ત, તદન કેવલ
પ્રિયભાઇ વહાલાભાઇ
પત્તો=ઠેકાણું નાણું,
સહીસલામત=કોઈપણ
જાતનીઅડચણ વગર
સુ[illegible]=ચેતવણી,ખબર
ક[illegible]=અનુક્રમે, એ
ક પછીએક [ગામ
કસ્બો=તાલુકાનુંમુખ્ય
સ્થાન કરી=ઓફીસ

સવાલ—ટપાલઓફિસમાં કાગળ મોકલવાને માટે કયા નિયમો ધ્યાનમાં રાખવા? ટપાલ ઓફિસથી આપણને શો લાભ છે? કાગળ સહી સલામત પહોંચે તેને માટે તમે કઇ કઇ સૂચનાઓ શીખ્યા? કાગળમાં કયા કયા માન વાચક શબ્દો વાપરવામાં આવે છે? અને તે કોને માટે?

પાઠ ૫૮ મો

મહારાણી વિક્ટોરીયા.

કૈસરે હિંદ=એ નામનો ઇલકાબ.
સતી=પતિવ્રતધર્મ પાળનારીસ્ત્રી, પતિવ્રતા.
અમલ=હુકમ, સત્તા
કાળ=મરણ, મોત
દેવલોક પામ્યા=મરીગયા
સંભવ=આશા
પ્રથમ=પહેલાં
સંપૂર્ણ=પૂરેપૂરી
કાળજી=હોંશ, અંત
કેળવણી=અભ્યાસ, અનુભવ
તરૂણ શાહજાદી=જુવાન રાજકુમારી
ઉંચા દરજ્જાનું=મોટાપણાનું
આચરણ=રહેણી કરણી રીતભાત ગુણ
લાયકાત=યોગ્યતા.
શાણુ=ડાહ્યા, ચાલાક
સલાહ=અભિપ્રાય, અનુમતિ
કેળવાએલા=ભણેલા અનુભવી
પ્રયાસ=યત્ન મહેનત
નિષ્ઠા=ભાવ, પ્રીતી
વિધવા=જેના પતિ ગુજરી ગયા હોય તેવી સ્ત્રી.
શોક પાળતાં=દીલગીર રહેતાં.
પ્રજાનો ભાવ=રૈયતનું હેત
ઉમદા ગુણો=ઘણા સારા ગુણો.
યાદગીરી=સ્મરણચિન્હ
વડા કુંવર=મોટાપુત્ર
દબદબા ભરેલી=ઠાઠ માઠ વાળી.
સભ્યતાથી=સલુકાઇથી
ઘાયલ=જખમી
પરગજુ=પરમાર્થી પરોપકારી
કંગાળ=ગરીબ
પંડે=જાતે
બુજ=કદર
સંતાનો=છોકરાં
મમતા=માયા, ચાહના
મુનશી=મુસલમાનશિક્ષક
તહેનાતમાં=હજુરમાં
કંપનીકનેથી=મંડળી પાસેથી
હસ્તક=હાથમાં
જાહેરનામું=નોટીસ
ઢંઢેરો=મહારાણીનું જાહેરનામું.
ફરમાવ્યું=હુકમ કર્યો
પદ=પદવી
ખેદ=દીલગીરી.
દાઝ=દયા.
સંદેશા=ખબર
વિસ્તાર=ફેલાવો, પ્રસાર
પૂજ્યભાવ=પવિત્ર લાગણી

સવાલ—મહારાણી વિક્ટોરીઆનો રાજ્યવસમય" ઉચ્ચ ગુણો અને તેમના કુટુંબની ઓળખાણ આપો ? હિંદનો રાજકારભાર તેમણે ક્યારે અને કેવી રીત સ્વીકાર્યો ? પતિના સ્વર્ગવાસ પછી તેમણે કેવુ જીવન ગુજાર્યું ? હિંદની ગાદી મહારાણીને હાથ જવાથી શો લાભ થયો ? હિંદ ઉપર તેમની કેવી કૃપા હતી ? ઇ. સ. ૧૮૧૯–૧૮૨૦–૧૮૩૭ અને ૧૮૭૭ માં શાશા બનાવ બન્યા ?

# ચોથી ચોપડી ભાગ ૨ જો.

## પાઠ ૬૦ મો.

### અશોક.

અશોક=ચંદ્રગુપ્તનો પૌત્ર
પુરાણો=હિંદુધર્મ શાસ્ત્ર અને કથાઓના જુના ગ્રંથો
મગધ=બિહાર પ્રાંત
સંગમ=મેળાપ, મુલાકાત એક નદી બીજી નદી અગર સમુદ્રને મલે છે તે સંગમ
સમર્થ=શક્તિમાન.
મિત્રાચારી=દોસ્તદારી
યુનાનદેશ=યુરોપખંડની દક્ષિણે આવેલો હાલનો ગ્રીસદેશ.
મહાન=મોટો
નામાંકિત=પ્રખ્યાત
ધોરીરસ્તા=રાજમાર્ગ. સરિયામ રસ્તા.
સ્તંભો=થાંભલા
મૂળતત્વો=જેમુદ્દાકે સિદ્ધાંતો ઉપર ધર્મ રચાયો હોય તે
જાદવકુળ=એ કુળનો મૂલ સ્થાપક યદુ નામે રાજા હતો તે ઉપરથી એ નામ પડયુંછે
લિપિ=લખેલી ભાષા-
ઉકલતા=વાંચતાં
મુખ્યત્વે=ઘણું કરીને
પશુહિંસા=પશુઓને મારવાં તે
શ્રમણો=સાધુઓ
ઉડાઉ=ગજા ઉપરાંત ખરચ કરવા તે
સદાચાર=સારીરીતભાત
હિત=ભલું, કલ્યાણ
પંથના=મતના, ધર્મના
વખાણ=પ્રસંસા, સારૂ બોલવું તે.
વખોડવો=નિંદવો, ખરાબ બોલવું તે,
વૃત્તાંત=હકીકત, હેવાલ
લંકા=સિલોન

શવાલ–જાદવવંશ, મૌર્યવંશ, સિકંદર, ચંદ્રગુપ્ત, અશોક અને મગધની ઓળખાણ આપો. અશોક અને તેના રાજ્યની રીતીનું વર્ણન કરો ! ગીરનારના લેખમાં કોતરાવેલી આજ્ઞાઓ બોલો–" લંકાની વાડી અને પાપાનો ઘર" એ કહેવત શા ઉપરથી પડી છે.

ચાહી=વધુ.

પાઠ ૬૧ મો
ભુવડ અને જયશિખરીનું યુદ્ધ

વંશજો=વંશમાં જન્મેલા
ખંડેરો=ભાંગી પડેલી ઇમારતોના પાયા.
ગુર્જરરટ્ટ=ગુજરાત
નીડર=કદીપણ બીએ નહિં તેવો.
એકવચની=એકજ વચનવાળો બોલેલું પાળનારો
ચાલુક્ય=સોલંકી.
રૂપવતી=રૂપાળી,સુંદર
સાંખી=વેઠી, સહી.
પદાવત=રાજના મુખ્ય સંહાર
હરેલાં=ઓચિંતો હુમલો
સખતઘાયલ=ઘણો જખમી
પડે=જાતે.
ઉગમણે=પુર્વને
પડાવ નાખ્યો=મુકામ કર્યો
શરવીર=બહાદુર પરાક્રમી
નીમકહલાલ=વફાદાર, ખાય તેનું ભલું ઇચ્છનાર
ફોડવાના=લાંચઆપીને પક્ષમાં લેવાના
ડગ્યો નહિં=બીલકુલ ડગ્યો નહિ,
મરણ સ. ૮૯=યાહોમ કરે; સાથે માટે ઝંપલાવી.
ઠાર કર્યો=મારીનાખ્યો
ગર્ભવંતી=બેજવવાળી દહાડા રહ્યા હોય તેવી
નારાજ=નાખુશ
સમય વિચારીને=વખત ઓળખીને
રણભુમિ=લડાઇનુંમેદાન
ભારે યુદ્ધ જામ્યું=પૂર જોસથી લડાઇ ચાલી
યાહોમ કરીને=મરણીઆ થઇને
ઝુઝીને=જુસ્સાથી લડી

**સવાલ**—ક્ષત્રપ. ગુપ્ત, વલ્લભી, ચાલુક્ય, ગુર્જરરટ્ટ, ભુવડ, જયશિખર, સુરપાળ, શંકર, અને રૂપસુંદરી, એ-ની સારી રીતે ઓળખાણ આપો ? અશોક પછી જયશિખરીના વખત સુધીમાં કયા કયા વંશના રાજાઓ થયા ? "ગુજરાત" નામ શા ઉપરથી પડ્યું ? ભુવડ અને જયશિખરીના યુદ્ધનું વર્ણન કરો ! અને તેનું પરિણામ કહો ?

પાઠ ૬૨ મો
વિનરાજ ચાવડો.

મુખ્ય=ખાસ વખતનો
વનરાજ=વનનો રાજા
જયશિખરીના કુમાર
કેસરીખ=શંખાળતવાળા
સાથે. શ્રેષ્ઠ=અગ્રણી
ઉત્તમ
મુખ્ય ઉમરનો યોગ્ય

પાકી સમજણવાળો
કદાવર=ઉંચો ને ભરાઉ
શામળા=કાળા
ઉજળો=ધોળો
શ્રીથળ=સિદ્ધપુર
ત્રાસ=જુલમ
સતી થઇ=ધણીના શબ સાથે બળી મુઇ

ખાલસા=જપ્ત, તાબે
આણમનાવી = હુકમ કબુલ કરાવ્યો
ઘાતકી=જુલમી, ક્રૂર
શૈવ=શિવના
ભાલ = ધોળકા તથા ધંધુકા તાલુકાનો અને કાઠિઆવાડનો કેટલોક ભાગ

દંતકથા=ગામ ગપાટા લોકોને મોઢે ચાલતી વાતો
બાધ=હરકત
વૃત્તિ=ઇચ્છા
કલ્યાણ=ભલું, સારૂં
ઉદારતા=મોટું મન
ધર્મભાવ=ધર્મ પર આસ્થા

સવાલ—વનરાજ, મુળરાજ, સિદ્ધરાજ, રાખેંગાર, યશોવર્મા, હેમાચાર્ય રૂદ્રમાળ, રાણકદેવી અને મીનળદેવી એમની ખુલાશાવાર ઓળખાણ આપો.

વનરાજે પિતાનું વેર કેવી રીતે વાળ્યું? અને ક્યાં રાજધાની કરી? સિદ્ધરાજે ક્યા ક્યા રાજાઓને કેવી રીતે હરાવ્યા? ક્યું રાજ ખાલસા કર્યું? અને ક્યું કામ ઘાતકી કર્યું? સિદ્ધરાજનું જીવન ચરિત્ર કહો? અને તે 'સધરાજજેસંગ' તરીકે હજી પણ કેમ ઓળખાય છે.

પાઠ ૬૩ મો.
કરણઘેલો અને અલાઉદ્દીન

ઉમરાવ=અમીર, મોટા સરદાર
યોદ્ધા=લડવઇઆ
પાટનગર = રાજધાનીનું શહેર
આશ્રયતળે = આધાર નીચે
બેગમ = પાદશાહની બીબી
બાગલાણ = નાશકની પાસે એક ડુંગર છે

ટોપી = ખીલી, શોભી
અઘટિત=અયોગ્ય, ગેરવાજબી
આફતમાં=દુ:ખમાં
સપડાઇ=પકડાઇ,ફસાઇ
ઝપાઝપી = કાપાકાપી મારામારી

| | | |
|---|---|---|
| મોટો શાહજાદો=મોટો રાજકુમાર | શાહજાદી=રાજકુમારી હિંદુરાજકન્યા = હિંદુ | રાજાની છોકરી |

સવાલ—લવણપ્રસાદ, કરણઘેલો, અલાઉદ્દીન, ખીજરખાન, કૌલાદેવી અને દેવળદેવી એમની ખુલાસાવાર ઓળખાણ આપો. વાઘેલાવંશનો છેલ્લો રાજા કોણ? શી રીતે ગુજરાત મુસલમાનોના હાથમાં ગયું? કરણઘેલાની કઈ કુટિલતાએ આખા ગુજરાતનું અને રાજપૂતકુળનું સત્યાનાશ વાળ્યું? કૌલાદેવી ક્યાં ગઈ? કરણનું મોત શી રીતે થયું? અને શી બાબત ફારસી ભાષામાં સુંદર કાવ્ય રચાયું?

**પાઠ ૬૪ મો.**

**અહમદશાહ.**

| | | |
|---|---|---|
| રૂડોઅમલ=સારી સત્તા | થોભાયું=અટકી રહેવાયું | વસુલાત=મહેસુલ |
| દુરાચરણી = ખરાબ ચાલના | ઇલ્કાબ=પદવી | પ્રવાહ=પાણીનું વહેણ |
| નબળાઈ=નિર્બળતા | પશ્ચાતાપ=પસ્તાવો | સુશોભિત=સારી શોભાયમાન |
| દૂરના પ્રાંતોની=છેટેના વિભાગના | ઘોરકર્મ=ઘાતકી કામ | આજ દિનલગી=આજ સુધી |
| હાકેમો=સુબાઓ | અદલઇન્સાફ=વાજબી ન્યાય | મહાનયોદ્ધો=મોટો લડવૈયા |
| બંડ = હુલ્લડ, બળવા | વાટપાડુ=રસ્તો રોકીને લુંટનારા | ઘોર=પાપી |
| પૌત્ર=છોકરાનો છોકરો | કાસળ=જડમૂળ. | ઉમદા=સારી |
| | સરહદ=હદ, સીમા | ઓરસ=મેળો |

સવાલ—મુઝફ્ફરખાન, અહમદશાહ, આશાભીલ, આસાવલ, અને ભદ્રની ઓળખાણ આપો સુલતાન અહમદ ગુજરાતની ગાદીએ કેવી રીતે બેઠો? રાજતંત્ર કેવી રીતે ચલાવ્યું? કયું પાપ તેનું અંતઃકરણ બાળતું? અને તેના પ્રાયશ્ચિત માટે તેણે શું કર્યું? સુલતાન અહમદની રાજનીતિ અને લોકોપયોગી કામોનું વર્ણન કરો.

**પાઠ ૬૫ મો.**
**મહમુદ બેગડો.**

ઉદાર=મોટા મનનો
મોજીલો=આનંદી
લોકપ્રિય=પ્રજાનો વહાલો
બેગડે=બેગઢ જીતનાર
બંડખોર=તોફાની
ફીતુર=બંડ, બળવો
જગતભૂશિર=જગત પોઇંટ દ્વારીકાની પાસે
ચાંચીઆ=દરીઆઇ લુંટારા
પ્રતાપ=કીર્તિ
ચોતરફ = ચારે બાજુ
નજરાણું=ભેટ
પાઠશાળાઓ=કોલેજો
મુસાફરખાના=ધર્મશાળાઓ
ઉસ્તાદ=ગુરૂ
સ્થલ=જગાઓ
શ્રીમંત=પૈસાદારો
ફિઆવ=અમરાઇ, આંબાવાડી
ઠાઠ=દબદબો. ભપકો
અંગનું બળ=શારીરિક શક્તિ
ખાલસા=જપ્ત
વાજીંત્ર=વાજાં

સવાલ—અહમદશાહ, બીબીમુઘલી, બેગડો, જગતભૂશિર, ફીરંગી, ફિરદોસ અને શાહઆલમ એમની ઓળખાણ આપો. મહમુદ બેગડાએ કયું શહેર વસાવ્યું? નાની ઉમરમાં કેવું પરાક્રમ દર્શાવ્યું? અને રાજતંત્ર કેવી રીતે ચલાવ્યું? તેનો દબદબો, અને તેનાં લોકોપયોગી કામો તથા યુદ્ધ કુશળતાનું વર્ણન કરો.

**પાઠ ૬૬ મો.**
**મુજફ્ફરશાહ ૩ જો અને ગુજરાતની પડતી.**

બક્ષ્યા= આપ્યા, ભેટ કર્યા
સર કરી= જીતી લેઇ, કબજે કરી
લગામ=સત્તા, અંકુશ
રાજવહીવટ= રાજકારભાર
હસ્તક=હાથમાં
વશ=તાબે
બથાવી=પચાવી
કોશીશ=પ્રયત્ન, મહેનત
અંધેર=અવ્યવસ્થા ગેરબંદોબસ્ત
બળવાખોર=બંડખોર. તોફાની
યોગ્ય દર ઠરાવવાનો= વ્યાજબી ભાવ નક્કી કરવાનો
ટકીશકાય=નભી શકાય
ફતેહ=જીત; જય
યાદગીરી=સ્મરણચિન્હ
કેડો=પીછો, પાછળ પડવું તે
નાસભાગ=દોડાદોડ
હવાલે=તાબે, કબજે
મગરૂર=અહંકારી
આપઘાત=પોતાની મેળે મરી જવું તે
અંત=ત્યાગ, છેડો

**સવાલ**—નાથુ, ઇતિમાદખાન, ખાનખાનાન, અકબર ને ટોડરમલ તે કોણ હતા? અને શું શું કાર્ય કરી ગયા? ગુજરાતનો છેલ્લો બાદશાહ કોણ હતો? અને તેની શી દશા થઇ?

**પાઠ ૬૭ મો.**
**વરાળ, વાદળા, ધુમસ, ઝાકળ અને વરસાદ.**

ઝાડોની ઘટા=વૃક્ષોનો ભરાવ
ઝુંપડું = મઢુલી, આશ્રમ, તાડછાનું નાનકડું મકાન
નાળચું=નળી
ધુમસ=ધુમાડા જેવી વરાળ
ગજ=ઘાસના જથ્થા
ભિજી=ભિની થઇ
કરા=આકાશમાંથી પાણીના કાંકરા બંધાઇને પડે છે તે
ઝાકળ=ઘણી ઠંડીને લીધે હવામાની વરાળ ઠરી જઇને તેના ટીપાં બંધાય છે તે

**સવાલ**—વરાળ, ઝાકળ, ધુમસ, કરા, અને વરસાદની વ્યાખ્યા સાથે ઓળખાણ આપો. પાણીમાંથી વરાળ, અને વરાળમાંથી ઝાકળ, કરા, તથા ધુમસ શી રીતે બને છે?

**પાઠ ૬૮ મો.**
**પૃથ્વી તેનો આકાર અને કદ, રાત્રિ ને દિવસ થવાનું કારણ.**

સઢ=વહાણના કુવા સાથે બાંધેલું પવન ભરવાનું લુગડું,
સપાટી=કોઇપણ પદાર્થનું ઉપલું પૃષ્ટ.
ફેરો=આંટો, ચક્કર
આરપાર=સોંસરૂ, એક છેડાથી બીજા છેડા સુધી

**સવાલ**—પૃથ્વી શામાટે ગોળ છે? અને તેના ઉપર શું શું આવેલું? પૃથ્વી ફરે છે કે સૂર્ય, તે સાબીત કરો? પૃથ્વી જે ધરી ઉપર ફરે છે તે ધરી કેટલા મૈલની છે? અને પૃથ્વીનો એક ફેરો કેટલા વખતમાં પૂરો થાય છે?

**પાઠ ૬૯ મો.**
**પૃથ્વીની વાર્ષિક ગતિઅને રૂતુઓ.**

વાર્ષિક=વરસની
ગતિ=જવું તે, હીલચાલ
સ્થિતિ=હાલત
રૂતુ=મોસમ
અંતરે=છેટે
ચોકસ=મુકરર
જંતત=સળગતો કાકડો

સવાલ—કોના ફરવાથી રાત દહાડો થયા કરે છે? દહાડો અને રાત નાના મોટા શા માટે થાય છે? વરસમાં કયા કયા દિવસોએ રાત દહાડો સરખા હોય છે? પૃથ્વી કઈ દિશામાંથી કઈ દિશામાં ફરે છે?

**પાઠ ૭૦ મો.**
**રૂતુઓનું વર્ણન**

અગાશી=ધાબુ
કસંઠી=કપાસ, તુવેર વગેરેના સુકા છોડનાં લાકડાં.
ખુંપરાં=સુકાં ઠુંઠાં.
કાઠા=નાક; કાંલ, પાણીને વહેવાનો માર્ગ
ખરીફ=ચોમાસામાં રોપેલાં અનાજ
વાવણી=રોપણી
કરપી દે છે=રાંપડી ફેરવે છે
નીંદી=ઉખેડી કાઢવું ઉગેલું ઘાસ ખોદવું તે
હેલી=ચાલુ વરસાદ
ગોબાઇ=પુર
નિરાંત=સુખ ચેન, સંતોષ
માફકસર=અનુકુળ, જોઇએ તેટલો
તીડો=ખેતરના પાકને તથા ઝાડ છોડને નુકસાન કરનારાં તપખીરીઆ રંગનાં જીવડાં
ધમાલ=ધાંધલ, ધમાધમ.
રવિપાક=શિયાળુપાક
કડબ=જુવારના સુકા સાંઠા.
સરકાર ધારાના=મહેસુલના, વિગોટીના
શીતળ=ઠંડો
વા=પવન
પાનખરે=પાંદડાં જમીનપર પડે
ધરે=ચોળે
તંબોળ=પાન
ધરે=પહેરે; ઓઢે
ઘટે=ઓછો થાય
તનમાં=શરીરનાં
ભલીભાત=સારી રીતે
ઉંડાં જળ જાય=પાણી સુકાઇને ઓછું થાય
પામે=મળે, આવે
ગુણવાન=ફાયદા વાળાં
હોજ=પાણીની ટાંકી
બાગ=બગીચા
લાગ=લાગે
વણતોલ=ઘણોજ
ખાસું=મજાનું
દીસે=દેખાય
ફૂલાફૂલ=ફુલીગએલી

ખેતીકાર=ખેડુત
ચંપો, ચંબેલી, જાઈ, જુઇ, ગુલાબ=એ બધાં ફુલના નામછે

ભલાં=સારાં, સુંદર
ફુલાય=ખીલે, મોટાં થાય

સુખમાટ=સુખને વાસ્તે
ચાખડીઓ=પાવડીઓ
હિંચોળાખાટ=હિંચકા

સવાલ—ખરીફ પાક તથા રવિ પાકની વાવણી અને લણણી ક્યારે થાય છે? ખેડુતોને મહેનતનું ફળ ક્યારે મળે છે? ગામડાના લોકો શહેરમાં શું શું વેચવા આવે છે?

## પાઠમાં આપેલી કવિતાની સમજુતિ.

શિયાળામાં ઠંડા પવન વાય છે. પાંદડાં ખરી પડે છે, અને ઘઉં પાકે છે. ગોળને કપાસ પણ પેદા થાય છે. તથા માણસો શરીરે તેલ ચોળે છે, અને પાન ચાવે છે. ૧

શરીરે ડગલા પહેરે છે ને શાલ ઓઢે છે. ગરીબ લોકોના પગ અને ગાલમાં ( ટાઢને લીધે ) ચીરા પડે છે. દિવસ ટુંકો અને રાત્રિ બહુ મોટી થાય છે. તથા શરીરમાં સારી રીતે બળ આવેછે. ૨

ઉનાળામાં પાણી સુકાઈ જઇને ઉંડાં જતાં રહે છે, નદી, અને સરોવરોમાં પાણી સુકાઇ જાય છે. વનસ્પતિને નવાં પાંદડાં આવે છે અને ગુણવાળાં કેસુડાંને સારાં ફુલ પણ થાય છે. ૩

પાણીના હોજ, ફુવારા અને બાગ સારા લાગે છે, તથા ચંદન અને વીંઝણા સારા લાગે છે. કોયલો મધુર સ્વરે ટહુકા કરે છે ને તાપ ઘણોજ પડે છે.

ચોમાસું તો ઘણું મજાનું, બધી પૃથ્વી હુબાહુબ દેખાય છે, લોક મલાર રાગ ગાય છે, અને ખેડુતો ખેતરમાં વાવણી કરે છે. ૫

ચંપા, ચંબેલી, જુઈ, જાઈ, ગુલાબ વગેરે ફૂલો સારાં ખીલી નીકળે છે. ચોમાસામાં છત્રી, પાવડીઓ અને હિંચોળા ખાટ એ બધાં સુખના સાધન છે. ૬

## પાઠ ૭૧ મો.

### ઇલાકો, તેનાભાગ, અને અધિકારીઓ.

સલામતી=હથિયાર નમાવીને સલામી ભરવી તે.
અધિકાર=અમલ, દોર, સત્તા.
કમિશનર=વિભાગ કે પ્રાંતનો મુખ્ય અમલદાર.
ગવર્નર=ઇલાકાનો ઉપરી અમલદાર.
માહિતી=સમજ.
રેલ=પાણીનું પુર.
જળ ધોધ=પાણી ઉંચેથી નીચે જોસ બંધ પડે છે તે.
રોગિષ્ટ=રોગવાળી
વિભાગ=ભાગનાભાગ.
દેશીરાજ્ય=દેશી રાજાઓના તાબાનો મુલક.
કાયદા કાનુન=ધારા રીત રિવાજ.
મંત્રી=પ્રધાન, વજીર.
મોટી અદાલત=હાઇ કોર્ટ.
ન્યાયાધીશો=ઇન્સાફ કરનાર જડજો.
ડિરેક્ટર=આખા ઇલાકાના કેળવણી ખાતાનો ઉપરી અમલદાર.

**સવાલ**—મુંબાઇ ઇલાકાના દરેક વિભાગ, તેના ઉપરી અને મુખ્ય શહેરનું ઓળખાણ આપો. ગર્વનરને મદદ કરનારા મંડળનું વર્ણન કરો—અને જુદી જુદી રૂતુમાં ગવર્નરનો મુકામ ક્યાં રહે છે? ગવર્નરના મદદગાર દરેક મંડળનું નામ, મંત્રીઓ, અને કાર્યવાહીની સમજ આપો.—કમિશનર,ગવર્નર. ડિરેક્ટરને ન્યાયાધિશ,એમની ઓળખાણ આપો.

## પાઠ ૭૨ મો.

### મુંબાઇ અને અમદાવાદ.

પશ્ચિમ હિંદમાં=હિંદુસ્તાનના પશ્ચિમ ભાગમાં.
માછીઓ=માછલાં પકડનારા, અને હોડીઓ ચલાવનારા.
ટીમર.
આબાદી=ચઢતી, ઉન્નતિ.

ઠામઠામ=ઠેકાણે, ઠેકાણે
વિસ્તાર=પ્રસાર, ફેલા-
વો—લંબાઇને પહો-
ળાઇ ગણતાં જમી-
નનું જે માપ આવેતે.
દૂર દેશનો=આઘેના મુ-
લકનાં.
ગગન=આકાશ.
ઇમારતો=હવેલીઓ.
મીલો=કાપડ વણવાનાં
કારખાનાં.
જથાબંધ=ઢગલા બંધ,
કારખાનાં=કામ કરવા-
ની વિશાળ જગાઓ.
લક્ષાધિપતિ=લાખો રૂ.
ના માલીક. ઘણા
પૈસાદાર.
દેવળ=દહેરાં.
મિનારા=છજ.
વૈભવ=ભવ્યતા, સુખ-
સાધનો.
થાનક=સ્થાનક, જગા,
સ્થળ.
ત્રિકોણાકારે=ત્રણ ખુ-
ણાના ઘાટ જેવો,—
બારૂં=સ્ટીમરને થોભ-
વાનીલાંગરવાની જગા.
કરોડપતિ=કરોડો રૂ.
વાળા.
મરાઠી અમલમાં=મરા-
ઠી રાજ્યમાં.
પુષ્કળ દાણ=ઘણી
જકાત. કર.
વણાટ=વણવાનું કામ.
ત્રણ તાર=સુતરાઉ, રે-
શમી અને કસબી.
વણાટ
તવંગરો=ધનાઢ્ય શ્રી-
મંતો.
ખોડાં ઢોર=લંગડાં, અ-
શકત પશુઓ.
પાંજરા પોળ=ખોડાં.
ઢોરને પાળવાનું મ-
કાન.
સહિત=સાથે.
ગોરૂ=અંગ્રેજ લોકનું.
કૉલેજ=ઉંચ જ્ઞાન આ-
પવાની પાઠશાળા.

**સવાલ**—મુંબઈ તથા અમદાવાદની પહેલાંની અને હાલની સ્થિતિનો મુકાબલો કરો.:-**મજગામ, કોલાબા, માહીમ, મુંબાદેવી ભદ્ર, જુમામસિદ, સિદ્દીની મસીદ, અને શાહ બાગની** ઓળખાણ આપો. હાલના મુંબાઇ અને અમદાવાદનું પૂરેપુરૂં મુકાબલારૂપ વર્ણન કરો.

**પાઠ ૭૩ મો.**

હલાકામાં એક ઠેકા
ણેથી બીજે ઠેકાણે
જવાના જુના
રસ્તા.
રેબે રેબ=સખત
પરસેવો લાગવાથી
શરીરપર નીકળેલા
પરસેવાના રેલા.
ધક્કા=આંચકા
પોઠ=માલ લાદેલા બ-
ળદ.
ધોરી સડક=મોટો ર-
સ્તો.
મંજમાળી=મપારા-
માંથી ઘાસથી.
વેપારી માર્ગ=માલ લ-
ઇ જવો લાવવાનો
રસ્તો.
કાફલો=જથો, ટોળું.
નગરપારકર=સિંધ પ્રાં-
તના થરપારકર જી-
લ્લાનો તાલુકો છે.

**સવાલ**—જંબુસરથી પાલેજને સુરત જતાં વચમાં ક્યાં ક્યાં સ્ટેશનો આવે? સુરતથી મુંબાઇ જતાં ક્યાં સ્ટેશનો આવે? મુંબાઇથી દ્વારિકાં અને દ્વારિકાંથી પોરબંદર જવાનો રસ્તો કયો? રેલવે અને બોટ થયા પહેલાં ગુજરાતને સિંધ વચ્ચે કેવી રીતે વેપાર ચાલતો?

**પાઠ ૭૪ મો.**

**જુનું પ્રસિદ્ધ શહેર ચાંપાનેર.**

જુજ=થોડી
સદી=સૈકું
તુંવાર, ચોહાણ=રજપુતોની એક જાત છે.
વંશજો=વંશના માણસો
ખંડણી=મોટા રાજાઓ પોતાના તાબાના નાના રાજાઓ અને જાગીરદારો પાસેથી દર વરસે અમુક રકમ લે છે તે.
સ્વતંત્રપણું=કોઇના તાબામાં ન રહેવું તે.
રંગારી=રંગવાનું કામ કરનાર.
ધાકમાં=દાબમાં,ભયમાં
ઘેરાવો=ફરતો ઘેર
બેનમુન=ઉત્તમ, જેની હરીફાઇ કરનારબીજું ન હોય તેવું.

**સવાલ**—ઇ. સ. ૧૪૮૪–૧૪૧૮–૧૪૫૦ ને ૧૮૦૩ ની સાલમાં શું બનાવ બન્યો? અંગ્રેજો સમર્થ હોવા છતાં ચાંપાનેરને કેમ સુધારી શક્યા નહિ? હાલ ચાંપાનેરની શી દશા છે? પવનગઢ એ શું છે? ચાંપાનેરની જુદી જુદી દશાનું વર્ણન કરો?

## ચોથી ચોપડી ભાગ ૩ જો.

**પાઠ ૭૫ મો.**

**ગરમી કે ઉષ્ણતા.**

ચપકો=ડામ.
ઝબેલા=ઢાલા.
લાગણી=અસર
વજન=તોલ
તાણી=ખેંચી
સ્થિતિ=હાલત
વધઘટ=વધારો ઘટાડો
છલાછલ=છેક માથા સુધી ભરેલું, ભરચક
ઉપસાને=ફૂલીને
ઘન=નક્કર
પ્રવાહી=પાણીરૂપ જેનો રેલો ચાલે તેવા પદાર્થ
સંકોરીએ=બરોબર ગોઠવીએ
પ્રસરી=વિસ્તાર પામી, ફેલાઇ
પાટોપાટ=એક છેડાથી બીજા છેડા સુધી
ફુલે=કદ વધે

સવાલ—પદાર્થને ગરમી લાગતાં તેમાં શું ફેરફાર થાય છે? કોઇપણ પદાર્થને જેટલો તપાવીએ તેટલો તેની ગરમીમાં વધારો થાય છે તે સાબીત કરો. ગરમીને લીધે પદાર્થો ફુલેછે તેની ખાત્રી કરી આપો. ગરમી શેમાં જલદી પ્રસરી જાય છે? અને તે શા કારણથી ઘન અને પ્રવાહી પદાર્થોને ગરમી લગાડવાથી તેમાં શો ફેરફાર થાય છે?

પાઠ ૭૬ મો.

ઠંડી.

સ્થિતિ=હાલત, રૂપાંતર
કશો=કાંઇ પણ
ઉલટીજ અસર=અવળી લાગણી
ફુલે છે=ઉપસે છે, કદ વધે છે
સંકોચાયછે=સાંકડો થાયછે, કદ નાનું થાયછે
સજ્જડ=મજબુત
વાટ=પૈડાઉપરનો લોઢાનો ગોળ વાટો.
પીગળીને=ઓગળીને
સ્વરૂપ=પોતાનું ખરૂંરૂપ
શંકા=શું ચવણ ભરેલો વિચાર, વહેમ, સંદેહ, શક
મુકાબલે=બરાબરીમાં સરખામણી કરતાં
ડોળી=ઝોળી, પાલખી
તળેટી=પર્વત કે ડુંગરના તળીયાની જમીન
હુંફાળુ=ગરમ
સરખામણી=મુકાબલો

સવાલ—ઠંડીથી અને ગરમીથી પદાર્થમાં થતા ફેરફારનો મુકાબલો કરો. ઠંડીને લીધે વાયુરૂપી પદાર્થો પ્રવાહી, અને પ્રવાહી પદાર્થો ઘન બને છે તેની સાબીતિ કરી બતાવો. "અમુક પદાર્થો ઠંડા કે ગરમ છે" તેનો અર્થ શો? પર્વત ચઢનાર, અને પર્વતથી ઉતરનાર માણસની સ્થિતિનો મુકાબલો કરો, અને તેમ થવાનું કારણ જણાવો.

પાઠ ૭૭ મો.
ફટકડી.
ઓગળી=પીગળી
ભાગ્યશાળી=નસીબદાર
ઘુંટડો=મોમાં માય તેટલું પાણી
ખટુમડું=ખાટું
તુરૂં=તુરાશ પડતું
બનાવટી=નકલી, બનાવી કાઢેલું
ગોરમટી=ગોરાડુ માટી
બંધક=બાંધો કરનારી
મજબુતી=તાકાત, શક્તિ
કાકડો=ગળામાં બહારની બાજુએ દેખાતો ગઠો
અવાળુ=દાંતમાં પીઢી

...માં.
કુલાવેલી=પકવેલી.
ચાંદી=ફોલ્લા, ચાઠા
દાહ=અગન, લાય.
ગચરકા=ખાટાઓડકાર
ઉલટી=વમન, ઓકારી.
મહીસાગર=મહીનદી.
કોકીલું=કડું ગરમ.
ચકતું=બેઠા ગોળાકાર.

સવાલ—ફટકડી ક્યાંથી નીકળે છે અને કેવી રીતે તૈયાર કરવામાં આવે છે? ફટકડી શા ઉપયોગમાં આવે છે? અને તેને શા માટે ફુલાવે છે? ફુલાવેલી ફટકડીનો ઉપયોગ શો?

પાઠ ૭૮ મો.

**સીસું, કલાઈ અને જસત.**

સીસું=મેલા ભૂરા રંગની ભારે વજનની ધાતુ.
ઘસરકા=ઘસારાથી પડેલા કાપા.
જંગાલ=તાંબાનો કાટ
કટાણું=કાટ ચડેલું.
રદ=નકામું, નીરૂપયોગી
પિત્તળ=તાંબુ અને જસત મળવાથી બનતી પીળાશ પડતી ધાતુ.
કાંસું=તાંબુ અને કલાઈ મળીને બનતી બરડ ધાતુ.

સવાલ—સીસું, કલાઇ, પિત્તળ અને કાંસું એમની ઉત્પત્તિ તથા ઉપયોગનું વર્ણન કરો.

પાઠ ૭૯ મો.

**લાકડું અને હાથી દાંત.**

મોભ=છાપરાની વચ્ચેનો આડો અને જાડો થાંભલો
સરખાય=ભળતાણ
વહેરીએ=કાપીએ
ફુમલાં=ટીશીઓ, ફણગા
બોડિઆટ=પીઠને સમાંતર નાખેલું જાડું લાકડું, એવાં હોયકા સારૂ કડાં જડવામાં આવે છે
જેસભેર=જોરથી, બળ પૂર્વક
થર=પડ
ગણતરી=ગણના, હિસાબ
સંગીન=ઘટ
કઠણ=સખત
ટકાઉ=ટકી શકે તેવું
કાષ્ટ=લાકડું
રસવાન=રસવાળું
વૃદ્ધિ=વધારો
ચીરું=તરત ફાટી જાય તેવું
રેસાદાર=રેસાવાળું
પરનાળ=નીક, મોરી
ખીચોખીચ=પાસે પાસે, જોડા જોડ
એકાકાર=એક રૂપ
ચીવડ=ચીકણું, ચીકાશવાળું
ઘાણી=તેલી ખીઆં તલ દીવેલ વગેરેમાંથી તેલ કાઢવાના સંચા

હાથીદાંત=હાથીના દંત શળ | મુખ્યત્વે=ઘણું કરીને | ઘાટ બંધ=આકારદાર | મહોરાં=રમકડાં | ઓપીને=ઘસીને

સવાલ—લાકડાં કેટલી જાતનાં હોય છે? અને કયાં કયાં જોવામાં આવે છે? લાકડાનો કોઇ ભાગ વધારે સંગીન તથા કોઈ ઓછો સંગીન હોવાનું કારણ શું? "સાગ, સીસમ, બાવળ, રાયણ, આમલી, દેવદાર, તાડ અને નાળિયેરી" એ દરેકનાં લાકડાંનો શો શો ઉપયોગ થાય છે? હાથી દાંતની પ્રરિક્ષા શી? તે કયાં નીપજે છે.? કેવો પદાર્થ કહેવાય છે? અને શા ઉપયોગમાં આવે છે? હાથીદાંતપર જેવું કોતરણી કામ થાય છે તેવું લાકડાપર થાય કે નહિં? શા માટે?

## પાઠ ૮૦ મો.

## ફૂળતેના ભાગ અને કાર્ય.

સુગંધીદાર=ખુશબોવાળુ
પાંખડી=પાંદડી
અત્તર=ઘણીઉંચી જાતનું સુગંધીદાર કીમતી તેલ
જાસવંતી=જાસુદનું ફૂલ
કળી=ફૂલની કળી, ખી લ્યા વગરનું ફુલ
ઢાંકણુ=ઢાંકણું
વજ્ર=ફુલોનું ઢાંકણુ
વજ્ર પત્રો=ફુલના ઢાંકણુનાં પાંદડાં
નાજુક=કોમળ
ચૂંટી=તોડી
જોડાએલી=સંધાએલી
સળંગ=આખો
ફૂલમણી=ફૂલનો ગોટો
સરણાઇ=પીપુડી
તાંતણા=તંતુ
અગથીઓ=સેકટી
પુંકેસર=નર તંતુ
સ્ત્રી કેસર=સ્ત્રી તંતુ
પરાગ કોશ=પરાગનો જથ્થો
પરાગ કણુ=પરાગની રજકણુ,પરાગ કોશના ઝીણા ઝીણા કણુ
બીજાશય=બી બંધાવાની જગા
સુક્ષ્મ બીજ = ઝીણાં બીજ

સવાલ—અત્તર શેમાંથી બને છે? વજ્ર, પુંકેસર, સ્ત્રી કેસર, પરાગ કોશ, પરાગ કણુ, અને બીજાશયની ઓળખાણુ આપો. કયા ફુલની પાંખડીઓ છુટી હોય છે? અને કયા ફૂલમાં ઘણા તંતુ હોય છે. મોગરાનું ફૂલ નળી જેવું અને ધંતુરાનું ફૂલ સરણાઈ જેવું શામાટે હોય છે?

**પાઠ ૮૧ મો.**

**ફૂળ, તેના ભાગ અને કાર્યો**

પ્રવેશથી=દાખલ થવાથી, પેસવાથી
પોષવામાં=પોષણ કરવામાં
એકત્ર=એકઠાં
માવજત=રક્ષણ, સંભાળ
યોજના=ગોઠવણ
ગર્ભ=માવો
પેટ્રા=રસાની થેલી
ખતીમ=પૂરે થાય
સત્વ=કસ
માફક આવે=અનુકુળ થાય

**પાઠ ૮૨ મો.**

**બી, તેના ભાગ, અને કાર્ય.**

પડ=થર
ફાડ=દાળ
ગોજના=ગોઠવણ
બીજાંકુર=ફણગો
દ્વિદળ=બે ફાડવાળાં
જામફળ=જમરૂખ
રામફળ=સીતાફળ જેવાં લાલાશ પડતા રંગનાં ફળ
રૂદ્રાક્ષ=જેની માળા બને છે તે
મણકો=એક જાતના ઝાડનું બી

**સવાલ**—બી ઉગવાને માટે શેની જરૂર છે? એકદળ, દ્વિદળ દળ-ફુલમણી, સૂક્ષ્મ બીજ અને બીજાશય એની ઓળખાણ આપો. દ્વિદળ બીમાં બીજાંકુર કયાં હોય છે? અને તે શું ખાઇને વધે છે? જેનું મૂળ થવાનું હોય તે ભાગ કયારે ઉગે છે? અને ઉગીને કયાં આવે છે? કયાં બી વહેલાં વાવવાં જોઇએ?

**પાઠ ૮૩ મો.**

**પાંદડાં તેની રચના અને કાર્ય**

સૃષ્ટિ=દુનિયાં
શોભા=દેખાવ, સુંદરતા
આત્મા=જીવ, પ્રાણ
અંશ=ભાગ
પ્રાણ-રક્ષક વાયુ=જીવનું રક્ષણ કરનાર પવન; ઑક્સિજન વાયુ
પુષ્ટિ=બળ, જોર
જઠર=પાચન કરવાની કોથળી
નસો=રગ
ઘન=ગીચ
ઘટાવ=ભરાવ

**સવાલ**— પાંદડાં ઝાડને શા કામનાં? પાંદડાં કયે રસ્તે અને કેવી રીતે શ્વાસોશ્વાસ ચલાવે છે? પાંદડાંને રસોડું, જઠર અને ફેફસું શા આધારે કહી શકાય? પાંદડાં ઉપરથી એકદળ કે દ્વિદળ બી શી રીતે ઓળખી શકાય? પાંદડાંનો રંગ લીલો હોવાનું શું કારણ?

## પાઠ ૮૪ મો.

### ચા અને કાફી.

નમસ્કાર=બે હાથ જોડીને માથું નમાવવું તે: પ્રણામ
નર્યા=એકલા
વિચિત્ર=બેડોળ, કદરૂપ
વાવેતર=વાવણી, રોપણી
પાણીપોચી= ભિનાશવાળી
સોડમ=સોઢ, વાસ
તેજદાર=પ્રકાશિત, ચળકતો
ચુંટણું=ચુંટી લેવાનું કામ
તાજો=નવો
જાગૃત=સતેજ ભાનવાળું
ફાયદાકારક= ગુણકારી
ઝડીને=ઝાલાંકાઢી નાંખીને
ચરખા=કપાસમાંથી રૂ અને કપાસીઆ જુદા પાડવાનો સંચો; જીન
નુકશાનકારક=હાનિકારક
પાચનક્રિયા=ખાધેલું પચાવનાર
કૌવત=તાકાત, બળ, શક્તિ
અનિયમિતપણે=આડા અવળા ટાઇમે
હદબહાર=જોઇએ તે કરતાં પણ વધારે, હદ ઉપરાંત
કાળજી=ફિકર, ચિંતા, લાગણી

સવાલ—ચાનું વાવેતર ક્યાં અને કેવી રીતે થાય છે? કેવી જમીન ચાને અનુકુળ છે? પાંદડા ચુંટી લીધા પછી શું કરે છે? હિંદમાં ચા ક્યાં ક્યાં થાય છે? અને હિંદમાં ચા-કી પહેલવહેલી ક્યારે આવી? કાફીના ફળ ઉપર શી શી ક્રિયા થાય છે? અને તે હિંદમાં ક્યાં ક્યાં થાય છે? ચા અને કાફી આપણને શો લાભ કરે છે? અને તેથી નુકશાન શું થાય છે?

## પાઠ ૮૫ મો.

### રૂ અને કપાસનો છોડ.

અમીરી=મોટો દરજ્જો
ચિન્હ=નિશાની
નિર્ધન=દરિદ્ર, પૈસા વગરના
ઉમદા=કીમતી, ભારે મુલના
મીસર=હિંદુસ્તાનથી વિલાયત જવાના રસ્તા પર એક દેશ છે.
પાંખડી=કાંખળી, કળી
કપાસીઆ=કપાસના બી
કપાસ=રૂનો છોડ
કાલાં=કપાસનાં ફળ
વાણુંવો=વણુંવો, પીંજારો
અંદાજ=નક્કી, [illegible] રી આશય

**સવાલ**—કપાસ ક્યાં ક્યાં થાય છે ? ક્યા દેશોમાં તે થતો નથી શા માટે ? તેને કઇ જમીન અનુકુળ હોય છે ? તેનું વાવેતર કેવી રીતે કરે છે ? અને કેવી રીતે લણે છે ? કપાસનો છોડ, જીંડવાં, ફૂલ અને કાલાંનું વર્ણન કરો. રૂનો ભાવ શા ઉપરથી અંકાય છે ?

**પાઠ ૮૬ મો.**

**માછલી**

ગુંગળાવી=અકળાવી
ઝાલર=ગળાની નીચે લટકતી ચામડી હોય છે તે.
નિભાવવાને=ટકાવવાને ચાલુ રાખવાને
ગરમાવો=ગરમી, હુંફ.
ભીંગડાં=જાડાં પડ
સરકી=ખસી, લપસી.
મછવો=નાની હોડી.
હલેસાં=ચાટવા.
સુકાન=આગબોટને ફેરવવાની ગતિ આપનારૂં યંત્ર.
કરોડ=વાંસાની વચ્ચેનું ઉભું હાડકું.

**સવાલ**—માછલીને પાણીની બહાર કાઢતાં તે કેમ મરી જાય છે? શાવડે તે શ્વાસ લે છે? પાણીમાં હવા હોય કે નહિ? માછલીનું શરીર લીસું કેમ હોય છે? તેને દાંત હોય છે કે નહી? માછલીની શરીર રચના સમજાવો.

**પાઠ ૮૭ મો.**

બ્લીચિંગ પાઉડર=ધોવાના કામમાં વપરાતો સફેદ ભુકો.
નાગ=ફેણવાળો મોટો સાપ.
તફાવત=ફેર. જુદાઇ.
કાંચળી=સાપના શરીરપરની ભીંગડાવાળી પાતળી ચામડી.
કરોડ=બરાડનું હાડકું,
પાંસળી=વાંસાપરની હાડકી.
લોચા=માંસના ગઠ્ઠા.
સંકોચી=ખેંચી લઇ, સંકડાવી દેઇ નાના કરી.
વિસ્તારી=લંબાવી, ફેલાવી, પહોળા કરી.
જડબામાં=ડાચામાં
ડંખ=ચટકો,
કચ્ચરઘાણ=ચૂરેચૂરા
અજમાવી જોવી=વાપરી જોવી.
ફેણ=સાપના માથા પરનો પહોળો ભાગ.

**સવાલ**—ઝેરી અને ઝેર વગરના સાપોમાં શું ફેર ? ક્યા ઝેરી સાપોને ફેણ નથી હોતી ? સાપણ ઇંડાં મુકે છે કે વિઆય છે ? સાપનું ઝેર આપણા લોહી સાથે શી રીતે મળી જાય છે ? અને તે ઝેર ઉતારવાનો શો ઉપાય છે ?

## પાઠ ૮૮ મો.

### દેડકું.

માંસાહારી=માંસ ખાનાર
સેવાળ=લીલ
ટીશી=કુંપળ, પાંદડાંની કળી.
જીવહિંસા=પ્રાણીહત્યા
ગુમથવાથી=દેખાતાબંધ થવાથી, ખોવાઇ જવાથી.
ગુંગળાટ=અકળામણ.
લપલપાવી=બહાર કાઢી
ગોળો=પીંડો
ભવ=અવતાર, જન્મ

સવાલ—દેડકાની શરીર રચના ખુલાસાવાર સમજાવો. અને તેને કેટલાં રૂપ બદલવાં પડે છે તે કહો. તેના આગલા પગ કરતાં પાછલા લાંબા કેમ હશે ? તેની જીભમાં અને આપણી જીભમાં તફાવત શો ? તે શ્વાસ શાવડે લેછે? અને તેને ગાંઠ ક્યાં નીકળે છે ને તેનું શું થાય છે?

## પાઠ ૮૯ મો.

### તીડ.

કદાચ=કોઇ વખત.
પસારી=ફેલાવી, પહોળી કરી
વર્ગનું=જાતનું.
ધાર=કિનારી
કાંગરી=કરવતીની ધારના દાંતાજેવી કિનારી
ટપકીવાર=ટપકાંવાળી.
બિડાય છે=બંધ થાયછે. સંકોચાય છે.
રજપુતસ્તાન=ગુજરાતની ઉત્તરનો મુલક.
ગોરાડુ=પીળાશ પડતી જમીન
વળામણનાં=વિદાય થતો હાથીઓ
લંબગોળ=લાંબાગોળ
ફીણ=પરપોટા.
બિડાઇ=બંધ થઈ,
કુમળીટીશીઓ=કુંણી કુંપળો.
પાલો=પાંદડાં
ખાઉધરા=ભુખાળવાં
ખાતાંવરાય નહિતેવાં
લિલોતરી=લીલી વનસ્પતિ.
ધાણવાળે છે=નાશ કરી નાંખે છે.
ઉજ્જડ=વેરાન, જંગલ જેવું
લણતાં=વીણતાં, વાઢી લેતાં કાપી લેતાં.
હીણભાગી=કમનસીબ
ભૂખમરો=ભૂખેમરવાનો વખત.
અગણિત=ગણતાં પાર ન આવે તેટલાં, ઘણાંજ.
અટકાવવાનો-ખાળવાનો
ઝુડીઝુડીને=મારીમારીને.
પુરાં કરવાં=મારીનાંખવાં

સવાલ—હિંદમાં તીડ ક્યાં અને કેવી રીતે ઉત્પન્ન થાય છે ? તીડના શરીરની રચના સમજાવો. કેવી જગાએ તે ઇંડાં મૂકે છે અને તેનું રક્ષણ શી રીતે કરે છે? તીડથી જગતને શું નુકસાન થાય છે? તેને ઉત્પન્ન કરતાં અટકાવવાના શા શા ઇલાજ છે તેનું વર્ણન કરો.

## પાઠ ૯૦ મો.

### મચ્છર.

હિંનાઇન=સિંકોનાના ઝાડમાંથી ઉત્પન્ન થતું સત્વ; કે જે તાવની દવાતરીકે કામ લાગેછે.
વાસો=વાસ રહઠાણ.
જઠર=હોજરી.અન્ન પાચન થવાને માટે પેટની ડાબી બાજુએ ખોરાક ભરવાની હો થળી હોય છે તેજ
સુક્ષ્મદર્શક=ઝીણી વસ્તુને મોટી બતાવનાર યંત્ર.
મુળકંદ=પ્રથમનું રૂપ.
વિવિધ પાસાદાર=જુદા જુદા પાસાવાળી.
ખુંપેલા=કેડમાંથી વળી ગયેલા.
ઢળકતાં=ઢાલ પડતાં
ચટકો=ડંખ
લાળ=ચીકણું થુંક.
જામીને=એકઠું થઇને
બીછાનું=પથારી
બંધિઆર=વહેતું ન હોય તો
ખાબોચીયાં=ખાડા.
લીખો=મચ્છર જાતનાં ઝીણાં જીવડાં.
રૂંધાઇ=ગુંગળાઇ.
ડામર=ખનીજટાર.
લોબાન=એક જાતનો સુવાસિક ગુંદર.
કેરોસીન=દીવાસળગાવવાનું એક જાતનું તેલ=ગ્યાસલેટ.

સવાલ—સુક્ષ્મદર્શકથી જોતાં મચ્છર કેવો દેખાય છે ? મચ્છરની શરીર રચનાનું વર્ણન કરો. કઇ જાતના મચ્છરો વધારે નુકસાન કરે છે ? રોગને મચ્છર સાથે શો સંબંધ છે? માણસના શરીરમાં રોગનાં જંતુઓ મચ્છર શી રીતે દાખલ કરે છે ? કેવી જગાએ મચ્છરની ઉત્પતિ થાય છે ? અને તેનો નાશ કરવાનો શો ઉપાય છે ?

## પાઠ ૯૧ મો.

### હાથી.

શ્રીમંત=પૈસાદાર.
રસાલો=ખટલો ઘોડા, લશ્કર વિગેરે
ભદ્ર=શાસ્ત્રોમાં એક જાતની અટક છે.
દૈત્ય=રાક્ષસ
માવત હાથીને હાંકનાર
લપેટી=વીંટાળી
અત્યંત=ઘણુંજ
હોંસે હોંસે=ખાંતે ખાંતે
શોષી=ચુસી.
ડોલ=આંકડીવાળું પાણી કાઢવાનું વાસણ.
દકુડી=નાની બાર.
ટેરવું=આગલો ભાગ
પુષ્ટ=ભરાઉ, જાડા.
અંબાડી=હાથી ઉપર બેસવાની બેઠક.
ચગદી=કચડી, પીલી.
કહ્યાગરૂં=આજ્ઞા પાળનાર
સમજદાર=સમજણવાળું
શાંત=ધીરજવાળું.
કદાવર=પહેલવાન, કદમાં મોટું.

**સવાલ**—હાથીના શરીરની રચના તથા તેના દરેક ભાગનો ઉપયોગ ખુલાસાવાર સમજાવો. હાથીની સુંઢ શું શું કારૂ કરી શકે છે? હાથી આપણને શા ઉપયોગનો છે? અને હાથીદાંત શા કામમાં આવે છે?

**પાઠ ૯૨ મો.**
**પ્રાણી અને વનસ્પતિના રંગ.**

સંબંધ=જોડાણ, વલગણ.
ભોય=મુળનારેસા, ઠુંઠાં
બેમાલમ=જણાય નહિ
એવી રીતે
તલપ=ફલંગ, થેકડો.
સબળ=મજબુત, જોરાવર.
ફાળ=ઠેકડો, કુદકો, તરાપ
ગોઠ્યાં=પૂર્યાં કબજે કર્યાં.
પલટાય=બદલાય
રંગભેદ=રંગમાં તફાવત
વગડાઉ=જંગલી
પારપક્વ=પુરૂં પાકેલું
હેતુ=મતલબ, ધારણા
ચકચકિત=પ્રકાશિત.

**સવાલ**—વનસ્પતિ અને પ્રાણીઓના રંગ જુદા જુદા હોવાનું કારણ શું? પ્રાણીનો રંગ, અને તેમની આસપાસના પદાર્થોનો રંગ મળતાં આવવાનું કારણ શું? જંગલી અને પાળેલાં પ્રાણીઓના રંગમાં ફેર કેમ હોય છે? ફુલોનો રંગ ભપકાદાર અને ફળોનો રંગ સુશોભિત શા માટે હોય છે?

**પાઠ ૯૩ મો.**
**હૃદય અને લોહીનું ફરવું.**

ગલીઓ=સાકડીશેરીઓ
હૃદય=લોહીની ટાંકી
સ્નાયુ=જેતંતુવડે હાડકાં અને માંસના રેસાઓ જોડાએલા રહે છે તે.
ધોરીનસ=મોટી નસ; નાડી
ગરનાળું=મોટી ગટર પાણી જવાનો ઉપરથી બંધ કરીને બાંધી લીધેલો સાંકડો માર્ગ.
ક્ષીણ=કમજોર,નિર્બળ
શિરા=નસ.
રેંટમાળ=પાણી કાઢવાનું ડોલચકાંવાળું ચક્કર
ધબકારા=ટકોરા.

**સવાલ**—આપણા શરીરમાં હૃદય ક્યાં છે? કેવું છે? કેવડું છે? અને શું કામ કરે છે? હૃદયમાં કેટલાં ખાનાં હોય છે? તેમાં શું શું ભરેલું હોય છે? અને તે શું કામ કરે છે? હૃદયનો અને પાણીની

ટાંકીનો તથા ગંદુ પાણી અને અસ્વચ્છ લોહીનો મુકાબલો ♣ અસ્વચ્છ લોહી સ્વચ્છ શી રીતે થાય છે ? અને છાતીમાં તથા હાથના કાંડા ઉપર ધબકારા શાથી થાય છે ? તંદુરસ્ત માણસ અને બાલકની નાડી એક મિનિટમાં કેટલી વાર ધબકે છે ?

**પાઠ ૬૪ મો.**

**જઠર અને પાચન ક્રિયા.**

ગરમાવો=ગરમી, હુંફ.
શ્વાસ=દમ.
મૂત્ર=મૂતર; પીશાબ.
વાટે=રસ્તે
ઘટ=ખોટ.
કાંઠું=શરીરનુંબંધારણ
ક્ષારો=ખાર.
તેલી=તેલવાળા.
પેજવાળા=કાંજીવાળા.
ચરબી=ચામડીની અંદરનો ઠરેલો ચીકણો પદાર્થ.
સૂક્ષ્મ=ઝીણાં.
ક્ષાર=ખાર
વીધરીને=પીગળીને, ઓગળીને
ફેફસાં=છાતી મહિલી જે ઇંદ્રિયોવડે શ્વાસ લેવાય છે ને મૂકાયછે તે
શાહીચૂસ કાગળ=બ્લોટીંગ પેપર.
આંતરડાં=ગુંચળું વળેલા દોરડા જેવો પેડાનો ભાગ. એ જઠરની નીચે ડાબી બાજુપર હોય છે.
કાળજું=પિતાશય, છાતીની જમણી બાજુનો ભાગ
મલ=મેલ
તત્વ=સાર, સત્વ,

**સવાલ**—આપણે ખોરાકની શી જરૂર ? ન લઇએ તો શી અડચણ ? ખોરાકનો મુખ્ય ઉપયોગ કયો ? ખોરાકના પદાર્થના વર્ગ કયા ? અને તે દરેક શા શા ઉપયોગના ? રસ થએલો ખોરાક કેવી રીતે લોહીમાં મળે છે ? જઠર એ શું છે ? પાચન ક્રિયા કયારે થાય છે? જઠરની નીચે શું હોય છે. અનાજને મોમાં કોળીઆ રૂપે મુકીએ ત્યાંથી તેનું સ્વચ્છ લોહી બને છે, ત્યાં સુધીનું વર્ણન કરો. ચરબી, જઠર. ફેફસાં. આંતરડાં. કાળજું અને હૃદય એની ઓળખાણ આપો. તથા તેમની કાર્ય વાહી સમજાવો.

**[illegible] મો.**
**[illegible] અને સુતરાઉ વસ્ત્રો.**

અગત્યની=જરૂરની
નિભાવવાને=ટકાવવાને
ચાલુ રાખવાને
નિરોગી=આરોગ્ય, તંદુરસ્ત
કુંજ=ભોટવો.
ધ્રુજારી=કંપારી.
મંદવાહક=ધીમે ધીમે વહેવરાવનાર
છિદ્રોવાળુ=કાણાંવાળું
શોષણ=ચુશી લેવું તે
જમાવ=એકઠું થવું તે

**સવાલ**—માણસને કઈ બે વસ્તુઓ મુખ્ય ઉપયોગની છે ? અને તે શા માટે ? ઉનનાં કપડાંથી શો લાભ છે ? તે મંદવાહક કેમ ગણાય છે ? સુતરાઉ અને ઉનનાં કપડાંનો મુકાબલો કરો—સુતરનાં કપડામાં શા માટે ગરમી હોતી નથી ? શરીરનાં અગત્યના ભાગ કયા કયા ? સફેદ કપડાં કેમ પહેરવાં ? ઉનનનાં કપડાં કેમ વધારે મેલાં થાય છે ? અને તેને સંભાળ પુર્વક રાખવાને શા ઉપાય કામે લગાડવા ?

**પાઠ ૯૬ મો.**
**સુતરનો વણાટ.**

સીડી=બૈરાઓને પહેરવાનું રેશમી કપડું.
સાલા=બૈરાંઓને પહેરવાનું સુતરાઉ કપડું.
ખાદી=એકજાતનુંજાડું દેશી કપડું
લોઢવો=કપાસમાંથી રૂ અને કપાસીઆજુદા પાડવા માટેચરખામાં પીલવો તે.
જીન=કપાસલોઢવાનોસંચો
લાટ=કપાસ પીલવાના ચરખાની ધરી.
કાંતવું=લાંબા તાંતણા કાઢવા તે.
પીંજણ=પીંજવાનું ઓજાર.
તાંત=બકરાના આંતરડાની દોરી.
તંગ=સખત, મજબુત
ગોટીલો=પીંજારાને રુ પીંજવાનું ડૂમ્બેલસના આકારનું લાકડાનું ઓજાર.
ગાભલું=પીંજેલા રૂનો લોચો
કસ્તર=ધુળ;ઝીણો કચરો.
સાલ=લુગડાં વણવાનો સંચો
બરછટ=ખરબચડું
કેદખાના=તુરંગો, બંદીખાનાં.
લાગ=દાવ, વખત.

**સવાલ**—કયા કયા જીલ્લાઓમાં કપાસ પાકે છે ? અને કયાં કયાં લોઢાય છે ? રૂને કેવી રીતે પીંજે છે ? અને કેવી રીતે પરદેશ મોકલે છે ? મુંબાઈ ઈલાકામાં કાપડ વણવાના સંચા અને જીનો કયાં કયાં છે જીન

માં લારી કેટલી હોય છે? અને તે શેની હોય છે? સાડી, સાડલા, ખંડ, ધોતીઆં. અને ખાદી કોણ વણે છે ને કેવી રીતે વણે છે? રૂમાંથી કાપડ તૈયાર થાય ત્યાં સુધીનો ઇતિહાસ કહો.

**પાઠ ૯૭ મો.**

**રેશમ અને રેશમનો વણાટ.**

રેશમ=હીર

રૂપ=ઘાટ.
કોશેટો=પતંગીઆ ર હેવાની લંબગોળ દડી રેશમના કીડાએ તંતુવડે બનાવેલું ખારેક જેવડું ઘર.

કોકડી=દડી.
તક=દાવ.
શેતુર=એક જાતનું ઝાડ
રંગીત=રંગેલાં
કસબી=સોનેરી કે રૂપેરી તાર.

**સવાલ**—રેશમ કોણ બનાવે છે? અને કેવી રીતે બનાવે છે? કોશેટામાંથી કેવી રીતે રેશમ કાઢે છે? કયાં કયાં શહેરોમાં રેશમનો વણાટ ચાલે છે? રેશમી કાપડ આપણા દેશના કયા સંચામાં વણાયછે? રેશમ પર કઇ જાતના રંગ ચઢી શકે? રેશમી કપડાંથી શો ફાયદો? શા માટે ગરીબો તે કપડાંનો ઉપયોગ કરી શકતા નથી?

**પાઠ ૯૮ મો.**

**ખાંડ અને ગોળ.**

કોલ=શેરડી પીલવાનો સંચો.
છારી=મેલની પોપડી

તરી=ઉપર આવી.
ઘાડો=જાડો
છાલકો=છોળો
બાઝેલા=જામેલો.
ચાસણી=ખાંડને પાણીમાં નાખી ઉકાળી તાર નીકળે તેવી ઘટ કરવી તે.

આયાત=બહાર ગામથી આવતો માલ

**સવાલ**—ખાંડ શેમાંથી બનાવવામાં આવે છે? ખાંડ અને ગોળ બનાવવાની રીતનું વર્ણન કરો. વસાઇ અને કોલ્હાપુરમાં ખાંડ કેવી રીતે તૈયાર થાય છે? પરદેશી ખાંડ ઉજળી કેમ? અને દેશી ખાંડ રાતી કેમ હોય છે? યુરોપ અમેરિકામાં શી શી વસ્તુઓમાંથી ખાંડ બનાવે છે?

**ભાગ ત્રીજો સમાપ્ત.**

---

# ચોથી ચોપડીમાંની કવિતા  અર્થ તથા સમજુતી.

પાઠ ૭ મો.

આજ અને કાલ.

હસતે મુખ=હસ્તે મોઢે
વેર્યાં=નાખ્યાં.
નસીબે=ભાગ્ય યોગે.
કેરાં=નાં.
અત્યારે=આ વખતે
કદી=કોઇ વખત.
ગુસ્સે=રીસે, ક્રોધે.
વિપદ્=દુઃખ
વણતોસે=અડુજ.
દીલગીર=ઉદાસ
ભૂલીને=અજાણતાં
માફ=ક્ષમા
અન્યાય=અયોગ્ય.
મટવાને=દુર થવાને.
ઘટવાને=દુર થવાને
વઢવું=લડવું
ધન=પૈસા
ધીરીને=આપીને
આબરૂ=કીર્તિ
રાખો જાળવી.
પાખી=વગર
દેવું=આપવું.
ધીરેલાં=આપેલાં
આલે=આપે
વાંકુ બોલી=ઈનકાર કરી
ભાળે=જુએ.
સદ્‌ગુણ=સારાં
આચરણ
ગાળો=કાઢી નાખો
ચિંતા=ફિકર
અટપટી=ગુંચવણભરેલી
માલે=આનંદથી રહે.

ભાવાર્થ—નસીબે હસ્તે મોઢે (ખુશી થઇને) રસ્તામાં ગુલાબના ફુલો નાખ્યાં. તે નીચાં નમીને ક્યારે વીણી શું હે ભાઇ ! તે તો આજ આજ અત્યારેજ. ( કારણ કે ફુલોને જેમ વધારે વખત રહેવા દેવાથી કરમાઇ જાય છે તેમજ સારાં કામો કરવામાં આપણે વિલંબ કરીએ તો પછી તેમાં કંઇક વિઘ્ન આવી પડતાં તે સમુળગાં રહી જાય છે. માટે ગુલાબરૂપી સારાં કામો તો કાલે કરવાનાં હોય તો આજને આજ અત્યારેજ કરવાં. )

પણ તે કોઇ વખતે રીસ કરીને બોલે કે તને ઘણુંજ દુઃખ પડશે તો પછી તેનો અફસોસ ક્યારે કરશો ? ( સારાં કામ કરવામાં કાંઇ અડચણ આવી પડે તો તેથી અફસોસ પામી તેને છોડી દેવાં નહિં.) હે ભાઇ ! તેતો કાલે, કાલે, કાલે—૨

(કોઇએ) અજાણતાં આપણું કાંઈ નુકશાન કર્યું? અને આપણને દુઃખ દીધું તો તેને આપણે માફી કયારે આપવી? હે ભાઈ, તે તો આજને આજ અત્યારેજ. ૩

પરંતુ ગેરઇન્સાફ થતો અટકાવવાને તથા મનમાંથી ક્રોધ કરી કરવાને જો લડવું પડે તો તે લડવું કયારે? હે ભાઇ, તેતો કાલે, કાલે, કાલે! ૪

(આપણી ભીડને વખતે) કોઇએ આપણને પૈસા ધીરીને આપણી ઇજત જાળવી, તો તેને તે પૈસા પાછા કયારે આપવા? હે ભાઇ, તે તો આજને આજ અત્યારેજ! ૫

આપણે કોઇને આપેલા પૈસા પાછા ન આપે, વાંકું બોલે, અને સામું પણ ન જુએ, તો પછી તેના ઉપર (કોરટમાં) ફરીયાદી પણ કયારે કરવી? હે ભાઈ, તેતો કાલે, કાલે, કાલે! ૬

સારા ગુણવાળાં ઘણાં કામો કરવાનાં હોય, પણ (વ્યવહારના) કામકાજમાં વખત ન મળ્યો તો પછી તે કયારે કરવાં? હે ભાઇ, તેતો આજને આજ અત્યારેજ. ૭

ક્રોધ, અપશબ્દો, ચિંતા, ગભરામણ, અને ગુંચવણ ભરેલી વાતો એની મેળે આપણા મનમાં આવે, તો પણ તેને મનમાં આનંદથી કયારે રહેવા દેવી? હે ભાઈ, તે તો કાલે, કાલે, કાલે! ૮

**પાઠ ૧૬ મો.**

**ધ્રુવજીના પીતા અને નારદ ઋષિ.**

નિરાસા=નિરાશા થવાથી જીવને જે અકળામણ આવી જાય છે ને તેનાથી આપણે જે નિશ્વાસ મુકીએ છીએ તે

દેખીકરી=જોઇને

ઋષિ=તપસ્વી બ્રાહ્મણ, મુની,

વિમાસે મન= મનમાં વિચાર કરે

પૃથ્વીકેરા = દુનિયાંના રાજા

રાજીઓ = રાજા ભૂપ.

નારદ= બ્રહ્માના પુત્ર

નરપતિ=માણુસોનાધણી રાજા, રાજન, નૃપ
સુણો=સાંભળો
રાય=રાજા
પૃથ્વીપતિ = દુનિયાંનો ધણી
એવડું=એવું
હૈડે=છાતીએ હૃદયે
શાને ધરે=શા માટે રાખો.
અંકોરોં= રઈયતના
ઉદરભરો=પાલન પોષણ કરો
માગ્યામેહ=માગ્યો એ તે ટલો વરસાદ
તમદેશ=તમારા મુલકમાં
ભક્તિરૂપ=ખરા ભક્તના જેવો
વેશ=દેખાવ
લીલા=મોજ વૈભવ
ભોગવો=ચલાવો
સોય=છો
કશું=કોઈપણ
વચન=બોલ
સુમાર=ધીરજવાળાં આશ્વાસન આપનારાં
નયણે વહે અતી નીર= આંખમાંથી ઘણાં આંસુઓ પડે
વદે=કહે
રૂદે=મનમાં
ટાળો = કાપો મટાડો
દયાળ=દયાળુ
વનમાં=જંગલમાં
સંગાથે=ગયો
બાળ=બાળક
મૂઢમતિ=મૂર્ખાઈ, જડ બુદ્ધિ
અતિ=ઘણી
પરવરી=નીકળી
અપરાધ=ગુનો વાંક
મંદમતિ=ઓછી અકલ
દુભવ્યો=સતાવ્યે. નારાજ કર્યો
સાધ=સાધુ ભક્ત પુરુષ
ગુહવન=ભયંકર વિકરાળ જંગલ
વિકરાળ=ભયંકર, બીહામણું
કોમળ મુખ= નાજુક મોઢું
રવિકિરણ=સુરજનો સીધી લાટીમાં પડતો પ્રકાશ
સહેશે=મેઠશે સહન કરશે
મુજ સુખ=મારે સુખ
સંચર્યું=ગયું
નીરખું=જોઉં
અજસુત=નારદ મુની, બ્રહ્માનો પુત્ર
ભૂપતમણી= રાજાપ્રતિ રાજાની તરફ
તુજ અવતારી= તારો જન્મ
તારે કુળ=તારા વંશમાં
માતા=મા
ઉદરે=પેટ, કુખે
નગર=શહર
અવાસ=મહેલ
માનવ=માણસ
પાસ=પાસે
ભૂમિ=જગા
તેહ=તે
પંખી=પક્ષી
વન=જંગલ
નિશદિન=દરરોજ
ચરણેચાંપી=પગે દાબી
નીરખે=જુએ
તંન=શરીર
સફળહવો=સાર્થક થયો
સંસાર=ગૃહસ્થાશ્રમ
તારણહાર= તારનાર ભવકુપમાંથી બચાવનાર

## પૂર્વછાયો.

**ભાવાર્થ**—(ધ્રુવજીના પિતાને) નિસાસા નાખતા જોઇને રૂષિ (નારદ) મનમાં વિચાર કરવા લાગ્યા. "હે રાજા, તું દુનિઆનો ધણી છે. તો પછી ત્હને શું દુઃખ છે?"

નારદ કહે છે કે;—" હે રાજા, સાંભળો તમે પૃથ્વિના ધણી મોટા રાજા હોવા છતાં તમને એવું શું દુઃખ છે કે જેથી છાતીમાં શ્વાસ પણ સમાતો નથી?"

## ચોપાઇ.

તમારો વેશ ભક્તિ રૂપ છે, (તમે ભક્ત પુરૂષ છો) તમ રઇયતનું કલ્યાણ કરો છો, તમારા દેશમાં માગ્યા મેહ વરસે છે, છતાં તમે આટલું બધું દુઃખ શા માટે રાખો છો?

તમે રાજલીલા. (રાજવૈભવ) ભોગવો છો તમને તે કંઇ દુઃખ હોય? એવાં નારદે ધીરજવાળાં (આશ્વાસન આપનારાં) વચનો કહ્યાં છતાં આંખમાંથી ઘણાં આંસુ પડવા લાગ્યાં.

રાજા એમ કહે છે કે " હે રૂષિ સાંભળો, મ્હારો છોકરો વનમાં ચાલ્યો ગયો તેથી મ્હારા મનમાં ઘણું દુઃખ થાય છે, માટે હે દયામય, તે દુઃખ મટાડો.

મેં બહુ મુર્ખાઇ કરી છે કે જેથી મ્હારો છોકરો વનમાં ચાલ્યો ગયો છે. મેં હલકી બુદ્ધિવાળાએ તે સાધુ પુરૂષને સતાવ્યો છે.

મેં બધી મોજમજા છોડી દીધી છે, અને તેથીજ હું નિશ્વાસ ભરૂંછું. વિકટ જંગલ બિહામણું હશે ત્યાં છોકરો એકલો શી રીતે રહી શકશે!

જેનું મોં ઘણું કોમળ છે. તે સુરજના તાપ શી રીતે વેઠશે ! મારૂં બધું સુખ ધ્રુવ સાથે ગયું, અને તેથી હું નિસાસા ભરૂં છું.

"હે દયાળુ તમે મ્હારૂં એ દુઃખ મટાડી દો. કે જેથી એકવાર બાળકને મારી નજરે જોઉં" એવાં રાજાનાં વચન સાંભળીને બ્રહ્માના પુત્ર નારદ મુની રાજા પ્રત્યે બોલ્યા.

"હે રાજા ત્હારા વંશમાં પુત્ર જન્મ્યો માટે ત્હારા જીવનને ધન્ય છે. જે માતાની કુખે અવતર્યો તે માતાને પણ ધન્ય છે. ત્હારે ત્યાં ધ્રુવ જન્મ્યો."

જ્યાં ધ્રુવ જન્મ્યો છે તે નગરને અને તે મહેલને પણ ધન્ય છે જે માણસને ધ્રુવની સાથે મેળાપ થાય છે તેને પણ ધન્ય છે. જે ધારતી પર ધ્રુવજી પગ મુકીને ચાલે છે તે ધરતીને પણ ધન્ય છે.

ધ્રુવજીનું શરીર રાતદિન જોયાં કરે છે એવા તે જંગલને, અને જંગલમાંના પક્ષીઓને પણ ધન્ય છે. હે રાજા ત્હારૂં જીવતર સફળ થયું. ત્હારે ત્યાં એકાતેર પેઢી તારનાર પ્રત્ર જન્મ્યો છે."

**પાઠ ૨૪ મો.**

**વિચારીને બોલવા વિષે.**

સુવાક્યથા=સારાં વચનથા.
સ્નેહ=હેત, પ્રીત.
સદૈવ=હમેશાં.
વાધે=વધે થાય
કુવાક્ય=નઠારાં વચન
કલેશ = લડાઇ, ટંટા શોક
લાધે=થાય, મળે
કશાએક=કાંઇક કાંઇક પણ
વિવેક=સારા નરસાનો વિચાર ડહાપણ
આણી=લાવી
સાર=ભાઇ
ઉચ્ચાર=બોલ
વાણી=શબ્દ
વિશ્વ=દુનિયાં
વખાણે=પ્રશંસા કરે; સારૂં બોલે
કીર્તિ=યશ, આબરૂ
જનો=માણસો
પડે=હલકીસ્થિતિમાં આવે
ચડે = ઉચ્ચ સ્થિતિમાં જાય
જીભવડેજ=જીભથીજ

પ્રજા=રૈયત
પાળે=પોષે
ધુડ=ધુવડ
માળે=માળામાં
ઉચારનું=બોલવાનું
ભલીજીભે=સારીવાણીથી
ભલાઇતોલે=સારાઇમાંગણે
બુરીજીભે=નઠારીવાણીથી
બુરાઇબોલે=નઠારૂં બોલે નિંદા કરે
રાજકુમાર=રાજાનો છોકરો

રાણી=રાજાની વહુ
હવાવિષે=હવામાં
હડાકો=પડઘો, પ્રતિધ્વનિ
અમૂલ્ય=ભારે, કિંમતી
મૂલ=ભાવ
લગાર=જરાક
મુખેથી=મ્હોંમાંથી
માનવી=માણસ
વેણ=વચન
ગળાય=ગળી શકાય
શું કર્યું=શું કેલું
વિમાસશો=પસ્તાશો

હાણી=હાનિ નુકશાન
હરોજ=હરરોજ
છરા=બંદુકમાં ભરવાની ગોળી
તણે=ને
છેદ=ઘા
સૂજે=માલમ પડે
કાપ=ચીરો ઘા જખમ
રૂઝે=મટી જાય
કોઠી=મોટી બરણી
ભલોબુરો=સારો ખોટો
તાણી=ખેંચી

**ભાવાર્થ**—સારાં વચનો બોલવાથી હમેશાં પ્રીતિમાં વધારો થાય, અને નઠારાં વચનો બોલવાથી હમેશાં તકરાર ટંટા થાય. માટે હે ભાઇ મનમાં જરા વિવેક લાવીને જે બોલો તે વિચાર કરીને બોલો. ૧

સારાં વચનો બોલવાથી બધી દુનિયા આપણું સારૂં બોલે. નઠારાં વચન બોલવાથી માણસો આબરૂ જાણે નહિં. માણસની પડતી,(નઠારી હાલત, અવનતિ અને ચઢતી (સારી હાલત, ઉન્નત.) જીભથીજ(સારૂં ખોટું બોલવામાંજ) થાય છે **માટે હે ભાઈ** મનમાં જરા વિવેક લાવીને જે બોલો તે વિચાર કરીને બોલો. ૨

જુઓ રઇયત પોપટને ઘરમાં પાળે છે, અને ઘુવડથી માળામાં પણ સુખે સુઇ શકાતું નથી. એનું કારણ તેમના બોલજ (વચનોજ) **છે. માટે હે ભાઈ!** ૩

**સારી જીભથી (મીઠી વાણીથી.) હે ભાઇ, ભલમનસાઇ મેળવ.**

ખરાબ જીભથી (નઠારી વાણીથી) લોકો નીંદા કરશે પછી ભલે તે ગરીબ હોય, રાજાનો છોકરો હોય, અગર તો રાણી હોય, **આટે હે ભાઈ!** ૪

સારાં વચનો બોલવાથી દૂધ, દહીં, અને ઘી મલશે તથા જેની ઘણી કિંમત હશે તે પણ થોડી કિંમતે મળશે. નઠારાં વચન બોલવાથી કોઇ ટીપું પાણી પણ પાશે નહિ. **માટે હે ભાઇ !**

અરે! માણસ મોઢેથી જે બોલી ગયો તે જેમ થુંકેલું ગળાતું નથી; તેમ બોલેલો બોલ પાછો ખેંચી શકાતો નથી. જો એવી વાણી હશે તો પસ્તાશો, અને ઘણું નુકશાન થશે. **આટે હે ભાઈ!** ૬

છરાના ઘાનો ઉપાય માલમ પડે પણ **નઠારાં વચનો રૂપી** ઘા તો કદી રૂઝાતો નથી. (તે ખરાબ શબ્દ મનમાં ડસી રહે છે) **" જેમ કાચની કોઠી ફાટી હોય તે સંધાતી નથી તેમ " માટે હે ભાઈ.!** ૭

સારા કે નઠારા તોપના અવાજનો પડઘો હવામાં ચાલ્યો જતો હોય તે જેમ પાછો ખેંચી શકાતો નથી. તેમજ બોલેલો બોલ પણ પાછો ખેંચી શકાતો નથી. માટે હે ભાઇ મનમાં જરા વિવેક લાવીને જે બોલો તે વિચાર કરીને બોલજો.

દોહરો.

વિચારીને વચન કાઢશો તો કદીપણ કામ બગડશે નહિ. દલપતરામ કવિ કહે છે કે " જે સારા માણસો છે તેજ આર નજર રાખે છે. "

## પાઠ ૨૭ મો.

### સુખ દુઃખ મનમાં ન લાવવા વિષે.

આણીએ=લાવીએ
ઘટસાથે=શરીરસાથે
ઘડીઆં=બનાવ્યાં
ટાળ્યાં=મટાડયાં
ટળે=જાય નાશપામે
જડીઆં=વળગ્યાં.
ભમ્યાં=ભટકયાં, રખડયાં.
બંધવા=ભાઇઓ.
ભોગવ્યાં=ગુમાવ્યાં, વેઠયાં, ગાળ્યાં,
નયણે નિદ્રા=આંખમાં ઉંઘ
સતી=પ્રતિવ્રતા સ્ત્રી.
હરીગયો=છુપી રીતે લઈ ગયો.
મહાદુઃખ=ઘણું કષ્ટ.
દશમસ્તક=દશમાથાં.
છેદાઈ=કપાઇ.
લુંટાણી=લુટાઇ ગઇ,
સતવાદીઓ=સાચુ બોલનાર સત્યવાદી
વિપત્તિ=દુઃખ આપદા
હરિનભજો=રભુનું સ્મરણ કરો.
સાયજ=સહજ
આગે=અગાઉ, પહેલાં
અર્થ=કામ મતલબ
સરશે=થશે.
ભીડ=સંકટ
સર્વ કોઇને=બધાઓને
સંભાર્યા=સ્મર્યા, યાદ કર્યાં.
અંતરજામી=મનની વાત જાણનાર; પરમેશ્વર.
ભાવટ ભાગી = દુઃખ જંજાળ કાપી.
ભૂધરે=પૃથ્વી ધારણ કરનાર.

ભાવાર્થ—સુખ અને દુઃખ મનમાં લાવવાં નહિ. કારણ કે તે શરીરની સાથેજ બનાવેલાં છે. એ કોઇના મટાડવાથી મટતાં નથી. કારણ કે તે પ્રભુએ નિર્માણ કરેલાં છે. માટે સુખ દુઃખ મનમાં લાવવાં નહિ—૧

નળરાજા જેવો પુરૂષ નથી અને દમયંતી જેવી સ્ત્રી નથી, તેઓ પણ અરધે કપડે (અરધી નગ્નાવસ્થામાં) જંગલમાં ભટકયાં કે જ્યાં અનાજ પાણી મળે નહિ. માટે૦—૨

પાંચ પાંડવ જેવા ભાઇઓ કે જેને દ્રૌપદી સ્ત્રી હતી. તેમણે પણ બાર વરસ વનમાં કાઢયાં. અને કોઇ દિવસ નિરાંતે ઉંઘવા પામ્યાં નહિ. માટે૦—૩

સીતા સરખી પ્રતિવ્રતા નથી કે જેના રામચંદ્રજી પતિ હતા. તે સતીને રાવણ છુપી રીતે ઉપાડી ગયો. જેથી તેણી ઘણું દુઃખ પામી માટે૦—૪

રાવણ જેવો રાજા કે જેને મંદોદરી રાણી હતી. તે રાવણના પણ દસે માથાં કપાઇ ગયાં અને તેની બધી લંકા લુંટાઇ ગઈ—માટે૦—૫

હરિશ્ચંદ્ર રાજા સત્યવાદી હતો, અને તેને તારાલોચની રાણી હતી. તેમને પણ એવાં દુઃખ પડયાં કે નીચને ઘેર પાણી ભરવું પડયું—માટે૦—૬

એ વિચાર કરીને ભગવાનને ભજો. તે અવસ્ય સાહ્ય કરશે. જુઓ આગળ ઘણી સહાય કરેલી છે તેથી જણાય છે કે આપણું કામ થશે—માટે૦—૭

સૌ કોઇને જ્યારે જ્યારે દુઃખ આવી પડયું, અને પ્રભુને સંભાર્યા, ત્યારે પૃથ્વીને ધારણ કરનાર નરસીંહ મહેતાના સ્વામીએ ( શ્રીકૃષ્ણ ભગવાને ) તેઓની આપદા ટાળી, માટે૦ ૮

**પાઠ ૩૯ મો.**

**સ્વદેશ પ્રીતિ.**

સ્વદેશપ્રીતિ=પોતાના દેશ ઉપર પ્રેમ.
ભલી=સારી, ઉત્તમ
ભારતભૂમિ=ભરત રાજાનો મુલક; ભારતવર્ષ હિંદુસ્તાન.
વિષે=માં
રોજ=હમેશ.
રે'તો=રહેતો.
કો=કોઇ.
જેહ=જે.
કે'તો=કહેતો.
ભલોદેશ=સારો મુલક.
ભલોભોમ=સારી જમીન
પ્યારી=વ્હાલી.
મુજી=અક્કલ વગરનો
ભારે=ઓજનથી.
દેશનાદાઝ=દેશ માટે દયા કે લાગણી.
શુષ્ક=સુકું, સુકાયલું.
હૈયું=મન
વજ્ર=લોઢું. લોઢાના જેવું કઠણ, દયાવગરનું
લેવું દેવું=લેણદેણ.
લક્ષ્મીવાળા=ધનાઢય,

શ્રીમંત
વડો=મોટો.
વૈભવી=વૈભવવાળો
રાંજવી=રાંજા.
તથાપિ=તોપણ.
વિવેકી=સારાસાર સમ-
જનાર.
પ્રમાણે=પેઠે, માફક.
સ્વદેશી=પોતાના દેશનો
જતની.
દેશીનાં=પોતાનાદેશના
રહેવાસીઓનાં
દુઃખટાળે=કષ્ટ મટાડે.
પાળે=પોષણ કરે.
લોકકલ્યાણ=જન સમા
જનું હિત.
લેખે=ગણે.
પુરા પ્રેમથી=ખરાહેતથી,
પેખે=ભાળે, જુએ.
વિદ્દાતા=ખરચી, ઉપયો
ગમાં લીધી.
દેશ દાઝ=દેશની લાગ
ણીને માટે
લોકલાજે=લોકની શરમથી.
સ્વદેશાભિમાની=પોતા-
ના દેશનું હિત ચ્હા-
નાર.
વૃથા=ફોકટ.
ખોયો=ગુમાવ્યો
કમાણી=પેદાશ.
વિદેશે=પરદેશે.
વસીને=રહીને.
કાળ=વખત
ગાળી=ગુમાવી.
સ્વદેશે=પોતાના દેશમાં
વિયોગી=વિખુટાં પડે
લા વિશહી.
ભેટી=મળી.
ભાવે=હોંશે
હર્ષનાં આંસુ=આનંદનાં
આંસુ.
નાવે=આવે નહિ.

**ભાવાર્થ**—સારા ભરતખંડમાં હમેશાં રહેતો હોય, તેમાંનો એવો કોણ બીચારો હશે કે જે " મારો દેશ સારો છે, મારી ભૂમિ સારી છે, અને મને જીવથી વ્હાલી છે "એમ નહિં કહેતો હોય ? ૧

એવો કયો અક્કલ વગરનો પૃથ્વી પર બોજારૂપ હશે કે જેને દેશ માટે જરા પણ લાગણી નથી, અને જેનું મન હમેશાં કઠણ તથા સુકાયલું છે; ને જે એમ જાણે છે કે મારે કશું લેવા દેવા નથી ( મારે કોઇની સાથે સંબંધ નથી. ) ૨

કદાપી તે બહુ પૈસાવાળો હશે, મોટા વૈભવવાળો રાજા હશે, કે રૂપાળો હશે, તોપણ તેને વિવેકી માણસો વખાણે નહિં અને તે કાગડા તથા કીડાની પેઠે ગુજરાન ચલાવે છે.

જે દેશીઓનાં દુઃખો મટાડે, હજારો માણસોનું હમેશાં પાલણ પોષણ કરે. વળી જન સમાજના હીતમાંજ પોતાનું કલ્યાણ માને, તેને સાચો સ્વદેશી જાણવા. કહો તેને ખરા હેતથી કોણ નહિં જુએ ? ( બધાય જુએ. ) ૪

જે વિદ્વાન માણસે પોતાની વિદ્વત્તાનો ઉપયોગ દેશના હીતને માટે કર્યો નથી. તેણે પોતાની જીંદગી ફોકટ ગાળી. અને તે શું કમાયો ? ૫

પરદેશમાં રહીને ઘણો વખત ગાળીને જે સારો ભાગ્યશાળી હોય તેજ પોતાના વતનમાં જાય, અને વિખુટાં પડેલાં વ્હાલાંઓ તથા ભૂમીને હેતથી મળે ત્યારે કહો કોને હરખનાં આંસુડાઓ નહિં આવે ? ( બધાંને આવે, ) ૬

**પાઠ ૪૬ મો.**
**નરસિંહ મેહેતાની ઉના ગામમાં પધરામણી.**

ધાઈ=દોડી
ભાવે=હેતથી
ભેટયા=મળ્યા.
સાથ=સંગાતં.
કપટ=દગાથી.
ભેટી=મળી
ખસે=દૂર જાય, પાછા હઠી જાય
સામગ્રી=સામાન
હસે=મશ્કરી કરે
ઉતરવા=રહેવા
વશેક=ઘણુંજ, વધારે
[illegible]
ઠામ=ઠેકાણું
છાજ=છત
વળી=સાંકડી
દોદેશ=બંન્ને બાજુ
હુઆ=થયા
હસણી=ઠઠ્ઠાખોર
નાત્ય=નાત, જાત
નાગરી=નાગરની
ખાઇએ=ગુમાવીએ
પાપ=ખરાબ કર્મ.
દર્શન=જોવું તે.
હરખેભરી=હોંશથી
સુંદરી=સારી સ્ત્રી
મન વિના=કમનથી ઇચ્છા વિના
દીઠા=જોયા
હરિ=ભગવાન
કુટડો=સુંદર, રૂપાળો
તુઠડો=ખુશી થયેલો
ભાંગ્યું=ટાળ્યું
મરડે=મચરકે અપમોડે
મંડપમાં=માંડવામાં
ચંગ=મંજીરા [illegible]
ગાવડી=ગાયડી,
[illegible]

પઠે=પિછાડીએ
તુલસીકાષ્ટ=તુલસીનાં
લાકડાં
મામેરાનો=મોસાળાનો
ઉધારો=બાકી, મણા
તુલસીદળ=તુલસીનાં
પાદડાં
ફુંકશે=વગાડશે.
વૈરાગી=સન્યાસી
સંસાર ત્યાગી સાધુ
સુર=ગરાગાર

કૌતુક=મશ્કરી
ટોળ=મજાક
ભરમે=ભેદથી
લજાવ્યું=ખોબ લગાડી.
પેઢીનું=વંશનું
નબાપાં=બાપ વગરનાં
ભલાં=સારાં
કઠણુ બોલ=સખત શબ્દ
મચ્છર=અહંકાર ગર્વ,
પુંઠળથી=પાછળથી, પુંઠ
પાછળથી બોલવું તે.

જે તણો=જેનો
પુત્રીને=છોકરીને
લાભ=ફાયદો.
કોનો=કોઇનો, બીજાનો
લખેશરી=લાખો રૂપીયા
વાળો.
ખપ=કામ, ઉપયોગમાં
રાંકપિતા=ગરીબ બાપ
મુજ=મારે.
મેર=મેરૂ પર્વત
મન માને તે=ગમેતેમ

**ભાવાર્થ**—નરસીંહ મહેતા આવ્યા ' સાંભળીને શ્રીરંગ મહેતા દોડતા આવ્યા. બંને વેવાઇ હેતથી મળ્યા. જમાઈ અને જમાઇનો ભાઇ પણ મળ્યા; તથા બધા નાગરોનું ટોળું પણ આવીને મળ્યું. ૧

તે બધા પ્રપંચથી મળીને આવ્યા જતા રહે, અને એનો સામાન જોઇને મશ્કરી કરે. ઉતરવાને માટે એક ઘર આપ્યું, તેમાં માંચડ મચ્છર ઘણાજ હતા. ૨

તે ઘરની જમીન ઉંચી, નીચી અને કઠણ હતી. અને છાપરા પર નળીઆં નહોતાં ઘરની છાજ કોહેલી ને સાકટીઓ જુની હતી, તથા ભીંતો બેઉ બાજુથી બેવડી વળી ગઇ હતી. ( એટલે જુની થવાથી નમી ગઈ હતી ) ૩

જ્યાં નરસીંહ મહેતાનો મુકામ થયો ત્યાં માંકડ અને મચ્છર ઘણા હતા. વેવાઇ ઉતારો કરીને ગયા પછી મશ્કરી ખોર નાગરી નાત બોલવા લાગી. ૪

"કુંવર વહુનો બાપ વૈષ્ણવ છે. માટે તેના દર્શન કરીએ તો પાપ જતાં રહે" મહેતાને જોવા માટે ઘેરે ઘેરની બૈરીઓ ખુશી થઇને આવી. ૫

મરજી નહિં છતાં પણ મહેતાજીને નમે અને કહે કે " તમે આવ્યા તે સારૂં થયુ " સુંદરીઓ એક બીજીને કહે છે કે " મેં તો મહેતાને જોયા તે પ્રભુનેજ જોયા બરાબર છે" ( એમ કહીને એની મશ્કરી કરે. ) ૬

જુઓ એનો સાથ કેવો રૂપાળો છે ? એને ભગવાન પ્રસન્ન થયા છે. હવે કુંવર વહુનું દુઃખ નાશ પામ્યું. " એમ કહીને માં મરડે. ૭

" મહેતાજીના બળદતો જુઓ, એના ઉપર કેટલી બધી બગાઇઓ ગણુ ગણે છે ? મહેતાજી માંડવામાં આવીને મંજીરા વગડશે એટલે નાગરની નાતમાં આબરૂ વધશે, ૮

આ ગાંસડી વળગાડેલી લટકે છે. તેમાં પછેડીએ તાલની જોડ બાંધેલી છે. આ તુલસીના લાકડાનો ભારો છે. કહો હવે મોસાળામાં શી મણા રહેશે ? ૯

છાબમાં તુલસીનાં પાંદડાં મુકશે અને ઉભો રહીને શંખ વગાડશે. આ સાધુડાઓ ભગવાનનાં ભજન ગાશે એટલે મોસાળું પુરૂં થઇ જશે"

એમ નાગરની નારીઓ ગમ્મત કરે અને ઠઠ્ઠા મશ્કરી કરતી ઘર તરફ પાછી જાય છે. પિતા મોસાળું લઇને આવ્યા એ વાત કુંવર બાઇએ જાણી. ૧૧

તેથી ઉતાવળી ઉતાવળી મળવા જવાને દોડી એટલે તેની નણંદ ગર્વથી મરમ વચન બોલી કે " બાપ દીકરીને આશું હેત ! શું કામ અહીં મશ્કરી કરાવવા આવ્યો ? ૧૨

સાત પેઢીને એમ લગાડી, સાથે સાધુઓનું શું કામ હતું ? શું એકલાં મળવા ચાલ્યાં ? એવા બાપથી તો બાપ વગરનાં હોતનો સારાં ! " ૧૩

આવા સખત શબ્દ પ્રહાર (મર્મ વચન, મેણું) સાંભળીને કુંવરબાઇ પાછી વળીને કહેવા લાગી:-"હે નણંદ ! આટલો બધો અહંકાર શા માટે રાખો છો ? [illegible]ન ! પાછળથી શા માટે બબડો છો ? ૧૪

જેનો બાપ પૈસાદાર હોય તે દીકરીને ઘણો લાભ હોય છે પણ કોઇ બીજાનો બાપ લખાધિપતિ હોય તો તે મારે શા કામનો ? ૧૫

ગરીબ પિતા મારે ઘેર આવ્યો, તો તેનું એક કાપડું પણ મ્હારે સોનાના ડુંગર બરોબર છે. તમારી મરજીમાં આવે એમ બોલો પણ મનછો એ બાપ ઘણું જીવજો. ૧૬

**પાઠ ૪૯ મો.**

**ઈશ્વર સ્તુતિ.**

નિંદ્રામહી=ઊંઘમાં
નહિ હતું=નહોતું.
તનભાન=શરીરનીશુદ્ધિ
પુરણ=પૂરેપુરૂં
રક્ષણ=બચાવ, સંભાળ
પ્રભાત સમયે=સવારના વખતમાં
કાર્યો=કામો.
જીવો=પ્રાણીઓ
પ્રથમે=પહેલાં
સ્મરૂં=સંભારૂં
જીવકાજ=પ્રાણીઓને માટે.
રચના=બનાવટ
જગની=દુનિયાંની
તેજસ્વી=પ્રકાશિત
સૂર્ય શશી=સૂરજનેચંદ્ર
જીવનશક્તિ=જીંદગીનું બળ
ટાળે=નાશ કરે.
તિમર=અંધારૂં
ગગને=આકાશમાં.
ભમી=રખડી
દિનરાત=રાતને દિવસ
આરામ=વિશ્રાન્તિ, વિસામો
પળએક=ક્ષણ પણ.
શ્રમ=મહેનત.
સુખદીએ=સુખ આપે
ભરનિંદ=જોઇએ તેવી ઊંઘ.
મેઘ મંડળ=વાદળાં.
નિયમિત=વખતસર
વૃષ્ટિ=વરસાદ.
સંતોષ=તૃપ્તિ.
સૃષ્ટિ=દુનિયાં.
ધનધાન્ય=અનાજ ને પૈસો.
કઠિન કષ્ટ=અઘરાં દુઃખ
અનેક કાપે=ઘણાં મટાડે
સૃજ્યાં=બનાવ્યાં
પવન પાવક=વાયુ અને અગ્નિ.
ઇશે=પ્રભુએ
સત્તા=અમલ

**અહિ**વ=સદા, હમેશાં.
સુબુદ્ધિ=સારી સમજ.
નીતિપંથ=સત્યને રસ્તે
ભુલાવતા=વીસરાવતા.
સંશય=શક, વહેમ,

મુજ=મારા.
ટાળો=કાપો.
મુજ ધર્મ=મારૂં કર્તવ્ય
મારી ફરજ.
ગણી=માની, ધારી.

સદ્દભક્તિ=ખરી ભક્તિ
સારી બુદ્ધિ.
ચરણે=ચરણમાં, પગમાં
ઠરૂં=સંતોષ પામીને રહું

**ભાવાર્થ**—જ્યારે ઉંઘમાં શરીરનું ભાન નહોતું, ત્યારે જુઓ કે જેણે આપણી પૂરેપુરી સંભાળ લીધી, તેને સવારના પહોરમાં પહેલો યાદ કરૂં, અને દિવસનાં બધાં કામો તે પછીથી કરૂં. ૧

જે હમેશાં પ્રેમથી બધાં પ્રાણીઓનું પાલનપોષણ કરે છે. અને જેણે પ્રાણીઓને માટેજ બધી દુનિયાં રચેલી હોય એવું જણાય છે. પ્રકાશવાન સુરજ અને ચંદ્રમા હમેશાં પ્રકાશતા રહે છે. ને તે જીવોની જીવન શક્તિમાં વધારો કરે છે. ૨

રાત દિવસ આકાશમાં રખડીને ઘોર અંધકારનો નાશ કરે છે. ત્યાં તેમાંથી [illegible] [illegible] [illegible] [illegible] [illegible] વર્ણી [illegible] [illegible] પ્રાણીઓ [illegible] [illegible] [illegible] [illegible] [illegible] [illegible] [illegible] સારી ઉંઘ [illegible]

જુઓ આ વરસાદનાં વાદળાં વખતસર વરસે છે, તેથી સંતોષ અને આનંદમાં દુનિયાં ફુલાય છે. જમીન વનસ્પતિ મારફતે ધન અને અનાજ આપે છે. ને જીવોનાં ઘણાં ભારે દુઃખો નાશ કરે છે. ૪

પ્રભુએ પવન, અગ્નિ અને પાણી કેવાં બનાવ્યાં છે ? એ ત્રણે બધાં પ્રાણીઓના જીવનનો આધાર છે. વળી એ ત્રણેને માણસની સત્તા નીચે રાખ્યાં છે. અહા ( તે દયાળુ પ્રભુએ ) પ્રાણીઓના સુખનાં સાધનની કેવીગોઠવણ કરેલી છે ! ૫

અહો ! પરમેશ્વર તેં માણસના મનમાં અક્કલ આપી છે, અને તેની સત્તા બધાં પ્રાણીઓ ઉપર સ્થાપી છે જે હમેશાં આવું સારૂં પોષણ કરે છે તેનું ભજન (ભક્તિ) ન કરતાં તેને ભુલી જાય તે પાપી માણસજ છે. ૬

હે પ્રભુ ! હું માગું છું કે–" મને સારી બુદ્ધિ આપો, અને નીતિને રસ્તે વાળો, મને ભુલાવામાં નાખનાર મારા બધા વહેમનો (સાંસારિક માયા મોહનો) નાશ કરો. 'મારી ફરજ છે' એમ સમજીને હું બધાં કામ કરૂં અને આપને પગે પડું તો મને બધી જાતનો સંતોષ મળે." ૭

**પાઠ ૫૫ મો.**

**સમસ્યા.**

શિર=માથું.
વસે=રહે,
કાટ=ડોકે.
માળ=માળા.
વૃષભ=બળદ.
શિવ=મહાદેવ.
વીણ=વિના.
ભુપાળ=રાજા
ઠાલવે=ખાલી કરે.
નીતનીત=હમેશાં.
નીરશું=પાણી સાથે.
નેહ=હેત. પ્રીત.
દાખવે=જુવે.
ચક્ર=ચક્કર.
જેહ=જે
નરે=પુરૂષે.
વાચાસ=વેણ. શબ્દ.
કામની=સ્ત્રી.
લાખે=લાખો માણસથી
ગળ્યો=ઢાંકયો.
સજ્જન=સારા માણસ.
પરવરે=ચાલે.
ઉજ્વળ=સફેદ.
અંગે=શરીરે.
ઓપતો=શોભતો
જામો=ઝુલતોઅંગરખો.
ફાળ=છલંગ.
મૃગ=હરણ.
શ્વાન=કુતરો.
ચતુર=ચાલાક.
સુજાણ=સારા.જાણીતા.
હરનિશ=હમેશાં.
વીર=ભાઈ.
કીર=પોપટ.
સઉકો=બધા.
રે=રહે.
જળમાંય=પાણીમાં.
મેડક=દેડકા.
કે[illegible]=કોયલ
નાગણું=સાપણ
કા[illegible]ર=બાયલો નામરદ.
કર=હાથ.
શુરો=બહાદુર.
સાર=સારી.
રક્ષણ=રક્ષા કરનારી.
તારૂણી=યુવતી, જુવાન સ્ત્રી.
પઢતો=ભણતો.
ચેતજો=સમજજો.
મધુરો=સારા કંઠનો.
વનવાસી=જંગલમાં રહેનાર.

સાયો=પકડયો.
વિચરે=જાય.
વસમીવાટ=કઠણ મારગે.

શુક્રાચાર્ય=દૈત્યોના ગુરૂ તે એક આંખે કાણા હતા હાલ પણ આ કણે કાણા માણસને શુક્રાચાર્યની ઉપમા આપીએ છીએ.

**ભાવાર્થ—પ્રશ્ન** જેના માથા ઉપર ગંગાજી રહે છે. અને જેની ડોકમાં ખોપરીની માળા છે. તો કહો કે મહાદેવ વગર કયો રાજા બળદનું વાહન કરે ?

**ઉત્તર**—હમેશાં પ્યારથી જોઈશું તો એક ભરે છે, અને બીજા ખાલી કરે છે, જે ચક્ર હમેશાં ફરતું જણાય છે તે; (રેંટ.)

**પ્રશ્ન**—એક પુરૂષે બીજા પુરૂષને ઢાંકયો. તેથી જેને ઢાંકયોછે તેનું શરીર સારૂં દેખાય છે. તે ઘણો ઉત્તમ માણસ છે તો તમે સારા માણસો સમજો છો કે એ શું છે ?

**ઉત્તર**—જે પગ વિના ચાલે છે. પુરૂષો તેના ઉપર બહુ હેત રાખે છે તે સફેદ શરીરે શોભતો જામો કહેવાય.

**પ્રશ્ન**—છલંગ મારે છે પણ હરણ નથી, સસલો નથી, અને કુતરો પણ નથી. તેમજ તેનું મોં ઉચું છે છતાં તે મોર પણ નથી. હે સારા જાણીતા ડાહ્યા પુરૂષ ! તમે સમજો કે એ શું છે ?

**ઉત્તર**—તે તો શુક્રાચાર્યનું વાહન છે કે જે હમેશાં પાણીમાં રહે છે. તેને જીભ નથી હોતી તો પણ તે ઘણું બોલે છે. અને તે દેડકો કહેવાય છે !

**પ્રશ્ન**—સ્ત્રી જાતી છે. પણ કમજોર નથી, કાળીછે પણકોયલ નથી, અને દરમાં રહે છે પણ નાગણ નથી. તો એનો જવાબ કહો કે એ શું છે

**ઉત્તર**—નામરદના હાથમાં શોભે નહિં, અને બાહા ર નરને તે સારી લાગેછે. વળી તે આ ઉત્તમ શરીરનું રક્ષણ કરનારી છે. હે યુવતી તે તરવાર ( સમશેર ) છે !

**પ્રશ્ન**—'ભણે છે પણ વિદ્વાન નથી (પાંજરામાં) પુર્યો છે છતાં ચોર નથી તમે ચાલક હોતો સમજી જાઓ કે ' તે મીઠું બોલુ છે છતાં પણ મોર નથી.' ત્યારે તે હશે કોણ ? "

**ઉત્તર**—પવિત્ર પક્ષીની જાતમાં છે. ભાષા શબ્દ બોલે છે તે જંગલનો રહેવાસી છે. ને જંગલસાજ પેદા થાય છે તે તો પોપટ છે ?

**પ્રશ્ન**—" ચાલે છે પણ પગ નથી, ઉડે છે છતાં પાંખનથી, લાખો માણસો તેને પકડે તો પણ તે પકડી શકાતો નથી, અને બધાંય તેને આંખોથી જુએ છે તે કોણ ?

**ઉત્તર**—તે ગગન તરફ જાય છે, ઘરમાં તે રહેતો ગભરામણ થાય છે, તે અધરે રસ્તે જાય છે. માણસો ! તેને ધુમાડો સમજજો !

**પાઠ ૫૭ મો.**

**વર્ષા ૠતુનાં ચિન્હ**

ઘડી ઘડી=વારંવાર.
ઉકળાટો=ઘામ,બફારો પસીનો
ભારી=બહુ ઘણો.
અહીંતહીં=આમતેમ.
બહુ દીસે=ઘણાં દેખાય
અભ્રકાળાં=કાળાંવાદળાં
સકળ=બધા.
વૃષ્ટિ=વરસાદ
આળા=ચિન્હ, નિશાન
પક્ષી=પક્ષી.
પસરી=ફેલાવી, પ્રસારી
બગ=બગલો.
અરણવ=દરિઓ સાગર
કિનારે=કાંઠે, તીરે
ભાળ્યાં=જોયાં.
ઠંડવાયુ=શીતળ પવન
રસાળ=મધુર, સુંદ
યંત્ર=સતાર, સારંગી વગેરે વાજીંત્ર
અધિક જ્વાળા=ઘણી બે જ્વાળા.
ઘંટ=અવાજ.
કાળા=નકામા.
કમી ગરમી=ઓછોતાપ
ઉભરાય=જથાબંધ એકઠી થાય.
બાંધવે=બાંધવા માટે.
રૂડું ધનુષ=સારૂં કામઠું.
પીત=પીળો.
ભાસ=દેખાવ.
સૂર્યાસ્ત=સુરજ આથમવાની વખત સાયંકાળ.
નૈરૂત=દક્ષિણ અને પશ્ચિમદિશાનીવચ્ચેનો
શીતાળા=ઠંડા, ટાઢા.

**ભાવાર્થ**—તડકો અને છાંયડો ઘડીએ ઘડીએ બદલાય છે. તાપથી જીવોને ઘણો બફારો થાય છે. ઘણાં કાળાં વાદળાં આમ તેમ દોડતાં જણાય છે. તે ઉપરથી બધા માણસો કહે છે કે એ વરસાદ આવવાની નિશાનીઓ છે. ૧

ચકલી ધુળમાં ફડ ફડ પાંખે ફફડાવે છે. બગલાં પોતાની પાંખ બરાબર ફેલાવીને બેસે છે. અને સમુદ્ર કિનારેથી પક્ષીઓ આવતાં જણાય છે તેથી બધા માણસો કહે છે કે એ વરસાદ આવવાનાં ચિન્હ છે. ૨

રાત દિવસ ઠંડો પવન આવે છે.ખરર ખરર શબ્દો ઝાડો હાલતાં જણાય છે વાજીંત્રમાં બહુ મધુર સુર આવે છે. તેથી બધા. ૩

હમેશ કરતાં હવા ઘણી ભીની જણાય છે ફૂલમાંથી બહુ સારી વાસ નીકળીને આવે છે. અને આઘેથી ઘંટ વાગતા હોય એવા ખોટા અવાજ સંભળાય છે. તેથી બધા. ૪

હવામાં ગરમી ઓછી હોવાને લીધે ખાર ઓગળે છે, [illegible], [illegible]ડી, ને મંકોડા જોરથી ઉભરાય છે, અને પક્ષીઓ [illegible] [illegible]વાની તપાસ કરતાં આમતેમ ઉડે છે ને ફરે છે તેથી બધા. ૫

શોભાયમાન મેઘ ધનુષ્ય જોવામાં આવે છે, સુરજ આથમતી વખતે પાળો દેખાવ જણાય છે, ચંદ્રમાની આસપાસ ઘણું સફેદ કુંડાળું દેખાય છે, અને ઇશાન ખુણામાં ઘણી વીજળી થાય છે, તથા નૈરૂત્યમાં ઠંડો પવન વાય છે તેથી બધા. ૬

**પાઠ ૫૯ મો.**
**રાજગાત.**
[illegible]=[illegible]
[illegible]=[illegible]

મહારાજા=મોટારાજા
(પાંચમા જ્યોર્જ)
પ્રૌઢ=ઘણા મોટા
જશવંત=જશવાળા

મસ=ઘણા, વધારે
કીર્તિ=મોટાઇ
યશ=આબરૂ
સંભાવ=વધારે ફેલાવ

જગદીશ=પરમેશ્વર
વેરી=શત્રુ
વિખેરવા=છુટા પાડવા
રૂઠે=ગુસ્સે થાય
કાળ=મોત, હાર
બંધપાડ=બેસાડ
દ્વેષ==કીનો, ઇર્ષા અ-દેખાઇ
કલેશ=કુસંપ
હુન્નર = ધંધો, ઉદ્યમ
અમઘેર= અમારે ત્યાં
જંપસંપ=નિરાંત
સધો=વધો થાઓ

કાળ=વખત
ગંજ=ઢગલો
દાન=પુણ્ય
શ્રેષ્ઠ=મોટાં ઉત્તમ
જાથુ=હમેશ
ક્ષેમ=સુખ
રંકરાય=ગરીબને રાજા
સદભિમાને=સારીઉંચી લાગણીથી
પુજ્ય=પવિત્ર
પ્રત્યે=તરફ
ધર=રાખ
શક્તિમાન=સમર્થ, જો રાવર

રાજેશ્વર= રાજાઓના ધણી
નાથ=પરમેશ્વર
મહાજ્ઞાની=અકલનો ભં-ડાર મોટા જ્ઞાનવાળો
શુભકાર=કલ્યાણ ક-રનારી
પાર=સુધી
રાજભક્ત=રાજાની સે-વા કરનાર
દીલ=મન
સ્વીકાર=કબુલ કર

હે પ્રભુ! તું મોટા રાજાનું રક્ષણ કર. હે પ્રભુ! તું મોટા રાજાનું રક્ષણ કર હે મોટા રાજા તમે ઘણા વરસ જીવો હે પરમેશ્વર શહે-નશાહનુ રક્ષણ કર. એમને ઘણા કીર્તવાન બનાવ. મોજ, મઝા વૈભવ, મોટાઈ, અને આબરૂ આપ. અને એમનુ રાજ ઘણાં વરસ ચાલે તેમ કર. હે પ્રભુ શહેનશાહનુ રક્ષણ કર. ( ૧ )

અરે પરમેશ્વર! હે જગતના ધણી! તુ ઉઠ! અને એમના દુશ્મનોને વીખેરી નાખવા કોપાયમાન થા. તેમનું ( તે વેરીઓનુ ) મોત લાવ. વેર અને કંકાસ બેસાડી દે. સમજણ અને કળા વધે તેમ કર. અમારા ઘરમાં નિરાંત ને સંપ થાઓ કે જેથી હમેશાં અમારૂં ભલું થાય. ( ૨ )

તું મોટા જોર્જ રાજાને હમેશાં બળ, આબરૂ, અને સુખ સ્થિ-તિની ઢગલાબંધ બક્ષીસ કર. કારણકે ગરીબ અને તવંગર સૌકોઇ સારી

ઉંચી લાગણીથી તેમનું રાજ્ય પુજવાલાયક ગણે છે અને જ્યાં ત્યાંના લોક તેમના નામપર હેત ધરાવે છે ( ૩ )

હે સર્વ શક્તિમાન, રાજેશ્વર, મહાજ્ઞાની, પ્રભુ! તું એમને તારી છાયામાં રાખ એમની પૂર્વથી પશ્ચિમ સુધી કલ્યાણકારક ઘણી સ્તુતિ થાય છે. વફાદારનો સંપ કબુલ કર. હે પ્રભુ શાહેનશાહનું રક્ષણ કર. ( ૪ )

## ચોથી ચોપડી માંહેલા પાઠ અને કવિતાઓમાં આવેલા અઘરા શબ્દોની નોંધ.

| | | | |
|---|---|---|---|
| ઇંગ્લાંડ | સિસોદીઆઓ | લાખ્યું | સ્વપ્નવશ |
| એડવર્ડ | સૂર્યવંશી | વર્તમાનપત્ર | અતિવૃષ્ટિ |
| વિક્ટોરિઆ | બીજ મતદાર | ભલામણપત્ર | સત્તા |
| સ્વર્ગવાસી | જન્મગ્રામ | ગૃહસ્થાઈ | ચમત્કારી |
| એલેકઝાંદ્રા | પક્ષપાત | અવસ્થા | સર્વશક્તિમાન |
| પ્રિન્સઓફ વેલ્સ | રામચંદ્રજી | ચિઠ્ઠીઓ | ઇંદ્રિયો |
| પ્રિન્સ આલબર્ટ વિક્ટર | કૌશલ્યા | મરોડદાર | સર્વવ્યાપી |
| | વસિષ્ઠ | સ્વચ્છતા | સર્વજ્ઞ |
| નૌકાશાસ્ત્ર | બેશુદ્ધ | પ્રમાણિક | બ્રહ્માંડ |
| બ્રિટાનિઆ | એંજિન | વ્યવસ્થા | ભાક્તરૂપ |
| રાજ્યાભિષેક | શ્રેષ્ઠ | જીંદગીપર્યંત | પૃથ્વીપતી |
| રાજ્ય ભક્તિ | યંત્ર | ગુમાસ્તો | સંચર્યો |
| આદરસત્કાર | ગુંછળીઓ | ધર્મીષ્ઠપણાની | ધ્રુવ |
| સ્વામિભક્ત | અભ્યાસ | અશક્ય | રવિકિરણ |
| રજપુતસ્તાન | નિર્માણ | કુલીનનો પ્રયોગ | પરહર્યાં |
| વિશ્વાસઘાતી | ઓઢીવત્તી | ઓડઝપટ | નિશ્વાસ |
| ક્ષેમકુશળ | અવલોકન | જવાળામુખી | આયર્લાંડ |

| | | | |
|---|---|---|---|
| બાર્નહેડ | કુવાક્ય | નિવડ્યા | વિદ્વતા |
| કીર્તિસ્તંભ | સ્નેહ | પ્રસિદ્ધ | સ્વદેશાભિમાનિ |
| કપ્તાન | વિશ્વ | સંપ્રદાય | વૃથાજન્મ |
| મિસ્તરી | અમૂલ્ય | સંપૂર્ણકૃતિ | સ્વદેશી |
| ખિન્ન | બ્રહ્મચર્ય | જહાંપનાહ | અક્કલબાજખાં |
| નિર્ભય | સન્યાસી | દરજ્જાવાળા | જાગૃતિ |
| દુર્ગુણ | ઇશ્વરકૃપા | વિશ્વામિત્ર | ધ્રુજતાં |
| પન્ના | નગરચર્ચા | પુનર્લગ્ન | અણીશુદ્ધ |
| વ્યવસ્થા | દસ્તાવેજ | ક્ષત્રિય | હિંમતવાન |
| વિક્રમાજીત | બંદેનવાજ | કાન્યકુબ્જ | મૃગજળ |
| રાજભક્ત | શોભા | ઇન્દ્ર | વિચિત્ર |
| પન્નું | ખ્રિસ્તી | બ્રહ્મર્ષિ | પાશ્ચરપ્રદેશ |
| કલ્પાંત | અર્ધવસ્ત્રે | રાજર્ષિ | દુર્દાંત |
| બાળહત્યા | દ્રૌપદી | અરૂંધતી | પ્રાણલાલ |
| સાર્થક | નિદ્રા | સિદ્ધિ | જવલ્લેજ |
| સર્વસ્વ | હરિશ્ચંદ્ર | લેસેપ્સ | સુધરાઇખાતું |
| બંધુધર્મ | વિપત્તિ | વિલબરફોર્સ | મ્યુનિસિપાલિટિ |
| પોર્ટુગાલ | મસ્તક | સંયોગીભૂમિ | તંદુરસ્તી |
| કલ્પ્યો | તૃપ્તિ | પ્રતિદિન | મહોલ્લા |
| ત્રિભુવન | પ્રતાપ | પ્રતાપસિંહ | અપ્રીતિ |
| રૂસ્તમજી | વસાવ્યું | જુદ્ધ | ભીંત્યો |
| પ્રાણજીવન | પરાક્રમ | રણસંગ્રામ | વૈષ્ણવ |
| ચિત્રકળા | સ્વતંત્ર | વિસ્તારી | પિતાપુત્રી |
| ચિત્રશાળા | પુષ્કળ | સ્વદેશપ્રીતિ | સામગ્રી |
| જન્માષ્ટમી | દરવાજા | માતૃભૂમિ | પ્રેમાનંદ |
| ઉત્તેજન | નિયમિતપણે | શુષ્ક | વર્તણુંક |
| બળિએલ | આશ્ચર્ય | વજ્ર | પશ્ચાત્તાપ |
| ઉપેંદ્રવજ્રા | વિદ્યાભ્યાસ | લક્ષ્મીવાળો | પ્રમુખપદ |
| સુવાક્ય | સભ્યતા | લોકકલ્યાણ | ચિત્રકૂટ |

વસ્તુપાળ
વિસ્મય
નિર્જીવ
તીર્થંકર
નિદ્રામહીં
પ્રભાત
સ્મરૂં
પ્રકાશતા
તેજસ્વી
સૂર્યવંશી
સૃષ્ટિ
વૃષ્ટિ
સર્જ્યાં
સુબુદ્ધિ
સદ્ભક્તિ
નીતિપંથ
સ્તબ્ધ
પરદુઃખભંજન
વૈદકશાસ્ત્ર
સદ્ગૃહસ્થ
ભીષ્મપ્રતિજ્ઞા
મત્સ્યગંધા
દેવવ્રત
હસ્તિનાપુર
સત્યવતી
ઉત્કંઠા
બ્રહ્મચારી
અફઘાનિસ્તાન
રત્નજડીત

ખ્યાતિ
અદ્યાપિ
અંગ્રેજો
ઇસ્લામી
નૃત્ય
આજ્ઞા
અગ્નિનૌકા
સત્કાર
સમસ્યા
વૃષભ
ચક્ર
શુક્રાચાર્ય
પત્રવ્હેવાર
પત્તાં કાર્ડ
રાજશ્રી
સૌભાગ્યવતી
તીર્થરૂપ
પ્રિયભાર્યા
ગંગાસ્વરૂપ
ઠસવાર
વર્ષાઋતુ
આમ્ર
સૂર્યાસ્ત
કૈસરેહિંદ
દરજ્જાનું
જર્મનશાહનદા
બુદ્ધિશાળી
વર્તતાં

હસ્તક
ફરમાવ્યું
પૂજ્યભાવ
નિષ્ઠા
પ્રયાસ
પ્રૌઢ
શક્તિમાન
રાજેશ્વર
મહાજ્ઞાની
સ્વીકાર
મૌર્યવંશ
પાટલીપુત્ર
ચંદ્રગુપ્ત
સુદર્શન
પૌત્ર
ઇ. સ. પૂર્વે
બૌદ્ધધર્મ
મૂળ[illegible]વો
કૈ[illegible]ાવ્યા
મુખ્યત્વે
બ્રાહ્મણ શ્રમણ
જયશિખરી
ગુપ્તવંશ
સિદ્ધરાજ
પુષ્પ
રૂદ્રમાળ
ચાલુક્ય
બર્બર
યશોવર્મા

સહસ્રલિંગ
શ્રીકૂળસ્થળ
કિલ્લો
વૃત્તિ
સ્વતંત્ર
લવણપ્રસાદ
કૌલાદેવી
રાજકન્યા
ભદ્ર
ઠઠ્ઠા
શ્રીમંતો
વાજીંત્ર
લોકપ્રિય
ઉસ્તાદ
જપ્ત
ખપ્યા
ઇતિમાદખાન
વર્ણન
ત્ર્યંબક
મંત્રીઓ
[illegible]કી
[illegible]ાધિપતિ
વ[illegible]મંત્ર
ચૌ[illegible]
પ્રસિદ્ધ
કર્નલ
ઉષ્ણતા
પ્રણાલી

| | | | |
|---|---|---|---|
| અત્તર | પ્રાણુરક્ષક | બ્લીચિંગ | સ્નાયુ |
| ઑફિસર | કાર્બન | જીવહિંસા | સૂક્ષ્મદર્શક |
| સૂક્ષ્મબીજ | ક્રિયાઓ | સહ્યાદ્રિ | મનુષ્યમાત્રમાં |
| સત્ય | બાળકૃષ્ણ | ક્વિનીન | છિદ્રાળુ |
| છીદ્ર | પાચનક્રિયા | વનસ્પતિ | કસ્તુર |
| દ્વિદળ | અનિયમિત | આફ્રિકા | યંત્રો |
| ઑક્સિજન, | કર્ણાટક | પરિપક્વ | કોલ્હાપુર |

# ધોરણ ચોથાના પદાર્થ પાઠ.

## પાઠ ૧ લો. ગરમી કે ઉષ્ણતા.

**ગરમીની ઓળખાણઃ**—અંગારા ઉપર કે સળગતા દીવા ઉપર આંગળી ધરવાથી દઝાવાય, તપાવેલા લોઢાને આંગળી લગાડવાથી દઝાવાય, ગરમ પાણીમાં હાથ ઘાલતાં દઝાવાય, ઉનાળાના સખત તાપમાં ખુલ્લા પગે ચાલતાં દઝાવાય, તેમજ કોઇ પણ ગરમ ચીજને હાથ લગાડતાં તે ગરમ છે એવુ આપણને જણાઈ આવે તો તેમાં ગરમી હોવીજ જોઇએ.

**ગરમીની ઉત્પત્તિઃ—સુર્યનાં કિરણોમાંથી, દેવતામાંથી** અને કોઇપણ પદાર્થોને સામ સામે ઘસવાથી ગરમી ઉત્પન્ન થાય છે અને એમ ઘસવાથી થતી ગરમીને ઘર્ષણગરમી કહેવાય છે. જંગલમાં લાંબા વાંસડાઓ અને દેવદારનાં વૃક્ષો સામસામે અથડાવાથી ગરમી ઉત્પન્ન થાય છે. ચકમકનો પત્થર અને ગજવેલ અથડાવાથી પણ ગરમી ઉત્પન્ન થાય છે. તેમજ સલાટ પત્થર ટાંકે છે ત્યારે, સરાણીઆઓ હથીઆર સજે છે ત્યારે, અને લાકડામાં સારડી વડે ખૂબજોરથી સાર પાડવામાં આવે છે તેથી પણ અગ્નિના તણખા (ગરમી) નીકળે છે.

પૂર્વે જ્યારે દીવાસળીની શોધ નહોતી થઇ ત્યારે લોકો ચકમકના પત્થરથી દેવતા પાડતા હજી પણ કોઇ કોઇ ગામડાના લોકો તેવીજ રીતે અગ્નિ ( ગરમી ) ઉત્પન્ન કરે છે.

**ગરમી એ કોઇ પદાર્થ નથી:**—આ ઉપરથી ખુલ્લું જાણી શકાય છે કે ગરમી એ કોઇ પદાર્થ નથી. કારણકે જે ચીજ જગા રોકે, જેનું કાંઇ વજન હોય, અને જેને એક જગાએથી બીજી જગાએ ફેરવી શકાય તેજ **પદાર્થ** કહેવાય. ગરમીમાં પદાર્થત્વની કાંઇ નિશાની નથી. પરંતુ પદાર્થને ગરમી લાગવાથી તે ફૂલે છે. અને તેની સ્થિતિ તથા આકારમાં ફેરફાર થાય છે.

**ગરમીમાં ભાર ( વજન ) નથી:—**

એક પિત્તળ અગર લોઢાનો અમુક વજનનો કડો લેઇ પછી તેને ખુબ તપાવીને તોળી જોઇશું તો પણ તેના વજનમાં બીલકુલ વધ ઘટ થયેલી જણાશે નહિ, તે ઉપરથી જણી શકાય છે કે ગર**મીમાં વજન નથી**—અને **ગરમી એ કોઇ પદાર્થ પણ નથી.**

**પદાર્થના પ્રકાર.** આ દુનિયાંમાં ત્રણ પ્રકારના પદાર્થો છે, **ઘન, પ્રવાહી,** અને **વાયુ રૂપી** આ ત્રણ પ્રકારના પદાર્થોને ગરમીની અસર લાગે છે.

**ગરમીની અસર ઘન પદાર્થ ઉપર:**—એક લોઢાની **કડીમાં** બરાબર પેસ નીકળ કરી શકતો હોય તેવા એક લોઢાના ગોળા અગ્નિમાં તપાવી લાલચોળ કરીને પછી કડીમાં ઘાલવા જતાં પેસશે નહિ. કારણકે કડીનું તો મુળ સ્વરૂપ હતું તેનું તેજ છે. પરંતુ ગોળાને તપાવવાથી તે ફુલી ગયો છે તેથી તે કડીમાં પેસી શકતો નથી. માટે **ઘન પદાર્થોને ગરમી લાગતાં તે ફુલે છે.**

**ગરમીની અસર પ્રવાહી પદાર્થ ઉપરઃ**—બરફનો કાંકરો હાથમાં ઝાલી રાખીએ તો હાથની ગરમી લાગવાથી તે ઓગળીને પાણી રૂપ બની જાય છે. બીજેસું ઘી કે કોપરેલ તડકે મુકવાથી તરતજ પીગળીને પ્રવાહી રૂપે બની જાય છે.

પાણીને વાસણમાં ઉકાળવાથી તે બળી જાય છે ને તેમાંથી વરાળ થઈ ઉડી જાય છે. તેલ, દુધ વીગેરે તમામ પ્રવાહી પદાર્થો નું એમજ થાય છે જેથી **પ્રવાહી પદાર્થોને ગરમી લાગતાં તે વાયુરૂપ બની જાય છે** એમ આપણે જાણી શક્યા.

**ગરમીની** અસર **વાયુ રૂપી પદાર્થો ઉપર** એક રબ્બરની દડીમાં હવા ભરી તેનું મોં બંધ કરીને તેને અગ્નિની ઝાળ આપતાં તે દડી ખૂબ ફુલીને ફાટી જાય છે. એ ઉપરથી જણાય છે. હવાને પણ ગરમી લાગતાં તે ગરમ થઇ જાય છે.

આ ઉપરથી એમ જણાય આવે છે કે **ઘન પાદાર્થોને ગરમી લાગવાથી તે પ્રવાહી અને પ્રવાહી પદાર્થને ગરમી લાગવાથી તે વાયુ રૂપી બની જાય છે.**

ગરમીથી ધાતુઓ ફુલે છે.

(૧) પૈડા ઉપર વાટ ચડાવવાનો ગોળાકાર પૈડા કરતાં નાનો હોય છે. છતાં પણ તેને ગરમી લાગવાથી તે ફુલે છે. એટલે તેના કદમાં ફેરફાર થવાથી તે પૈડાને સજ્જડ વળગી જાયછે.

( ૨ ) તાપ માપવાને માટે કાચની શીશીમાં પારો ભરીને તપાસતાં શરીરમાં જેમ ગરમી વધારે હોય તેમ તેમ પારો ઉંચો ચઢતો જાયછે ને તેને આધારે **ગરમી માપક યંત્ર** બનાવ્યા છે ઉષ્ણતા માપક [ગરમી માપક] યંત્ર દરરોજમાં ચારે બાજુએ

સરખી રીતે ફેલાઇ જવાના ગુણને લીધેજ ઉષ્ણતા માપક યંત્રને ગરમ પદાર્થ સાથે લગાડવાથી, તે પદાર્થમાંની થોડીક ગરમી પારામાં જાય છે અને તેથી પારો પાતળો થઇ ઉંચે ચઢે છે. જો તેજ યંત્ર ઠંડા પદાર્થને લગાડવામાં આવેતો પારામાંની થોડીક ગરમી તે પદાર્થમાં જાય છે. અને તેટલી ગરમી પારામાંથી ઓછી થવાથી તે ઘટ થઇને નીચે ઉતરે છે આ બેને પારામાં એટલી બધી ગરમી આવે છે અને તે માંથી એટલી બધી ગરમી જતીરહે છે કે તેથી છેવટે યંત્રના પારાની અને તેને લગાડેલા પદાર્થની ગરમી સરખી થઈ જાય છે.

જુદા જુદા પદાર્થોની જુદી જુદી ઉષ્ણતા વાહકશક્તિ માપવાને વિદ્વાનોએ અનેક યુક્તિઓ કરેલી છે. તે સર્વમાં ઇન્જે હૌસ. નામના વિદ્વાને શોધી કાઢેલી યુક્તિ ઉપરથી એટલું તો સિદ્ધ થયું છે કે—" સઘળા પદાર્થો કરતાં ધાતુઓમાં ઉષ્ણતા બહુજ ઉતાવળે વહેછે."

**ઉષ્ણતા માપક યંત્રોના પ્રકાર**—આ યંત્રો બે પ્રકારનાં છે. ( ૧ ) ફારેનહાઇટનું ઉષ્ણતા માપક યંત્ર. અને (૨) રૂમનનું ઉષ્ણતા માપક યંત્ર. તેમાંનું પહેલું યંત્ર અંગ્રેજ લોકોમાં અને બીજું ફ્રેન્ચ લોકોમાં ચાલે છે. ઇંગ્રેજ લોકોમાં જે યંત્ર ચાલે છે તેમાં ૮૦ અંશ માંડેલા હોય છે. અને જ્યાં ૦ શુન્ય હોય છે તેને થીજવાનું બિંદુ કહે છે. તથા ૮૦ અંશને ઉકળવાનું બિંદુ કહે છે.

**વિશેષ હકીકત**--ગરમી લાગવાથી ઘનપદાર્થો કરતાં પ્રવાહી, અને પ્રવાહી કરતાં વાયુરૂપી પદાર્થો વધારે વિસ્તાર પામે છે.

પદાર્થમાં ગરમી વધારવી અથવા ઘટાડવી સહેલી છે. અને તેજ પ્રયોગથી હરકોઇ ઘનપદાર્થોને પ્રવાહી પદાર્થ, અને પ્રવાહી પદાર્થને વાયુરૂપ કરી શકાય છે.

## પાઠ. ૨ જો. ઠંડી.

ઠંડી–શીતળતા. ઠંડી અને ગરમી એ શબ્દો જેમ એક બીજાથી ઉલટા છે તેમ તેમની કૃતિ પણ એક બીજાથી ઉલટી છે. તેમજ ગરમી ની માફક ઠંડી એ પણ કોઇ પદાર્થ નથી.

**ઠંડીનું સ્વરૂપ**—ગરમ પદાર્થોમાંથી ગરમી નીકળી ગયા પછી તે ઠંડા લાગે છે. કોઇ પણ વસ્તુમાંથી જેમજેમ ગરમી ઓછી થતી જાય છે તેમ તેમ તે પદાર્થો વત્તા ઓછા ઠંડા લાગે છે. પાણી દૂધ વગેરેમાંથી ગરમી ઓછી થતાં તે ઘણાજ ઠંડા થાય છે ને પાણીનો બરફ બની જાયછે આ ઉપરથી જણાય છે કે જેમ પ્રકાશ ન હોય ત્યારે અંધારૂ જણાય છે તેમ ગરમી ન હોય તોજ ઠંડીનું સ્વરૂપ માલમ પડે છે.

**ફકત એક બાબતમાં ઠંડીને ગરમી મળતા આવે છે.**—ગરમી જેમ પદાર્થની સ્થિતિમાં ફેરફાર કરી નાખે છે તેમજ ઠંડી પણ પદાર્થની સ્થિતિમાં ફેરફાર કરી નાખે છે. આ એકજ બાબતમાં તે બે મળતાં આવે છે.

**ઠંડી અને ગરમીનો મુકાબલો.** ( ૧ ) ગરમી પદાર્થનાં રજકણે વિખેરી નાખે છે તો ઠંડી તેમને એકઠાં કરી નાખે છે.

( ૨ ) ગરમી જેમ ધન, પ્રવાહી અને વાયુ રૂપ પદાર્થો ઉપર જુદી જુદી અસર કરે છે, તેમજ ઠંડી પદાર્થો ઉપર ગરમીથી ઉલટી અસર કરે છે.

( ૩ ) ગરમી લાગવાથી પદાર્થો ફૂલે છે તો ઠંડથી સંકોચાય છે. જેમ—લુહાર પૈડાને વાટ ચઢાવતી વેળા વાટને ખુબ તપાવીને

પછી પૈડા ઉપર ચઢાવી તેના પર ઠંડુ પાણી રેડયા કરે છે એટલે તે પૈડા સાથે સજ્જડ ચોટી જાય છે તે ઠંડીનેજ સંકોચાઈને ચોટે છે.

( ૪ ) ગરમી લાગવાથી ઘનપદાર્થો, પ્રવાહી, અને **પ્રવાહી** **વાયુરૂપ** થઈજાય છે. ત્યારે ઠંડી લાગવાથી વાયુરૂપ પદાર્થો **પ્રવાહી** અને **પ્રવાહી** પદાર્થો ઘન બની જાય છે

**ધાતુઓ ઠંડીથી સંકોચાય છે.** સોનું, રૂપું, સીસું, કલાઇ, વિગેરેના રસને ઠંડી લાગતાં તે સંકોચાઈને ઘનરૂપ બની જાય છે જેથી જાણી શકાય છે કે **ધાતુઓ ઠંડથી** સંકોચાય છે.

**ઘન પદાર્થો ઠંડીથી** સંકોચાય છે. ફટકડી, લાખ, રાળ, ગંધક ગોળ વગેરે પદાર્થો વાસણમાં મુકીને ગરમ કરતાં તે ફુલે છે. પણ તેમની ગરમી નીકળી જઇને તે ઠંડા પડે છે ત્યારે સંકોચાઇને મૂળ રૂપે ( ઘન ) બની જાય છે.

**પ્રવાહી પદાર્થો ઠંડીથી સંકોચાય** છે. દુધ, ઘી, દીવેલ કોપરેલ, મધ વગેરે થોડી ઠંડી લાગતાં તે ઘટ બને છે. અને વધારે ઠંડી લાગતાં તેમનું પ્રવાહી રૂપ મટીને ઘનરૂપ થાય છે શિયાળાની ઘણી ઠંડી લાગતાં તેમનુ રૂપ મટીને ઘનરૂપ થાય છે શિયાળાની ઘણી ઠંડીમાં ઘી, મધ, કોપરેલ વગેરે પદાર્થો ઠરી જઇને કઠણ બને છે. અને એ પદાર્થો ઘનરૂપમાં આવે છે ત્યારે તેમનુ કદ પ્રવાહીરૂપ કરતાં ઓછું થાય છે. તેનું કારણ માત્ર એટલુંજ છે કે **પ્રવાહી પદાર્થો ઠંડીથી સંકોચાય** છે.

**વાયુરૂપી પદાર્થો ઠંડીથી સંકોચાય** છે. ગરમીને લીધે નદી સરોવર અને સમુદ્રોનાં પાણીની વરાળ ઉત્પન્ન થાય છે. તે વધારે પાતળી હોવાથી ગરમીના દિવસોમાં આપણે તેને જોઇ શકતા નથી પણ શિયાળાની ઠંડીના દિવસોમાં સવારના પહોરમાંજ તળાવ નદી કે

એવી પાણીવાળી જગાપર નજર ફેંકતાં આપણે વરાળના ગોટે ગોટા નીકળતા જોઇશું સવારમાં દાતણ કરતાં વખતે પણ તે વખતે આપણા મ્હોંમાંથી વરાળ નીકળતા હોય છે. તેનુ કારણ એ છે કે ઠંડીને લીધે હવા ઘટ્ટ હોવાથી આપણી નજરે દેખી શકાય છે. તે ઉપરથી જાણી શકાય છે કે ઠંડી લાગવાથી વાયુરૂપ પદાર્થ પણ સંકોચાય છે.

**ઠંડીથી વરાળમાં થતા ફેરફાર**—વરાળને ઠંડી લાગવાથી તેનું પાણી થઇ જાય છે. એટલે તેનુ વાયુરૂપ મટી જઇને પ્રવાહી રૂપ બને છે. વળી તેને વધારે ઠંડી લાગવાથી બરફ કરા વગેરે ઘન રૂપ બને છે. વરાળના આ ગુણને લીધે બરફ ઝાકળ કરા, વરસાદ વિગેરે થાય છે ને તે પ્રાણી માત્રના જીવનનો આધાર છે.

**ગરમી અને ઠંડી એકબીજાથી ભિન્ન ભિન્ન છે.**

ઉદાહરણ. એક માણુસ પર્વત ઉપર ચઢતો હોય, અને બીજો માણુસ પર્વતપરથી નીચે ઉતરતો હોય, તે બેઉ જણા પર્વતના મધ્ય ભાગમાં આવતાં ચઢનારને ઠંડી અને ઉતરનારને ગરમીની અસર લાગશે હવે આ મધ્ય ભાગની હવા તો જે છે તેની તેજ છે. હવા કંઇ ઠંડી કે ગરમ નથી. તેતો ફકત એકજ સ્વરૂપ છે. પણ પેલા માણુસોને તેની અસર જુદી જુદી લાગે છે. કારણકે તેઓ જુદે જુદે ઠેકાણેથી આવેલા છે.

## પાઠ ૩ જો ફટકડી.

સાકરની માફક ફટકડીના ગાંગડા ધોળા અને ચળકતા હોય છે ફટકડીને ચાખી જોતાં તે તુરીને ખટ્ટમડી લાગે છે.

**ફટકડીની ઉત્પત્તિ**—આ દેશમાં તે પંજાબ, બહારપ્રાંત, રજપુતસ્તાન, અને કચ્છમાં ફટકડીની ખાણો છે. અને કોઇ કોઇ ઠેકાણે

તેની ગાંગડીઓ પણ જમીનમાંથી જડી આવે છે પહેલાં આપણા દેશમાં ફટકડી બનાવવાનાં કારખાનાં હતાં પણ હાલમાં પરદેશી બનાવટી ફટકડી આવવા માંડી છે જેથી તે કારખાનાંઓ બંધ પડી ગએ | છે.

**ફટકડીની બનાવટ**—ખાણુમાંથી તે માટી સાથે મળેલી નીકળી આવે છે. તે માટીને કયારામાં નાખે છે ને તેને ભીની રાખવા તેમાં ત્રણ ત્રણ દિવસે પાણી રેડે છે. એમ ૧૨ દિવસ સુધી કરતાં બારમે દહાડે તેનું બી ફુલી આવે છે. તે બી ઉઝરડી લેઇને તેમાં સુરેખાર અને પાણી મેળવી ખૂબ હલાવે છે. ને નીતર્યું પાણી ઉપરથી કાઢી નાખે છે અને બાકીના ભાગે જમીનમાં દાટેલાં કાણા માટલામાં નાખે છે એટલે થોડા દિવસમાં ફટકડી તઈયાર થાય છે.

**ફટકડીના ગુણ**—રંગે **ધોળી**, તથા **રાતી**, **ચળકતી બરડ પાસાદાર**, તુરી અને ખાટી

### ફટકડીનો હુન્નરઉદ્યોગમાં ઉપયોગ.

( ૧ ) કપડાં ઉપર ભપકાદાર રંગ લાવવાને માટે તેમાં ફટકડી નાખવામાં આવે છે.

( ૨ ) કાગળ ઉપર સફાઈ લાવવાને માટે ફટકડીનો ઉપયોગ કરવામાં આવે છે.

( ૩ ) મીણબત્તી બનાવવામાં ફટકડીની જરૂર પડે છે.

( ૪ ) કપડું. કાગળ, કે લાકડાની કોઇપણ ચીજને ફટકડીના પાણીમાં બોળી દે છે તે સુકાયા પછી તેને સળગતાં વાર લાગે છે.

( ૫ ) છોકરીઓ હાલ રંગવાના તથા હાથ ઉપર મેંદી લગાડવાના કામમાં ફટકડીનો ઉપયોગ કરે છે.

( ૬ ) કાચના ખડીઆઓને ઢાંકણાં લગાડવા માટે ફટકડીનો ઉપયોગ કરે છે.

## ફટકડીનો દવામાં ઉપયોગ.

( ૧ ) દૂધ ઉકાળીને તે ફાકીલું થાય ત્યારે તેમાં ફટકડીનો ભૂકો નાખવાથી ખડબાદાર દહીં બને છે.

( ૨ ) દાંત હાલતા હોય, અવાળુ ફૂલ્યા હોય, મોંમાં કે જીભે ચાંદી હોય ત્યારે ફુલાવેલી ફટકડીના કોગળા કરવાથી આરામ થાય છે.

( ૩ ) નસકોરી ફૂટવાથી લોહી નીકળતું બંધ ન થતું હોય તો ફટકડીનો ભૂકો સુંઘાડવાથી આરામ થાય છે.

( ૪ ) છાતીમાં દાહ બળી ગચરકાં આવે, અને ઉલટીમાં લોહી જતું હો તો ફટકડીનું પાણી પીવાથી આરામ થાય છે.

( ૫ ) પછાડ લાગી હોય તો હરી ગોળ સાથે ફટકડી ખવરાવવાથી આરામ થાય છે.

( ૬ ) અસ્વચ્છ મેલા પાણીમાં ફટકડીનો ભૂકો નાખવાથી પાણી સ્વચ્છ બને છે.

**કુલવેલી ફટકડી**—કાચી ફટકડીના ગાંગડા ઠીબમાં ઘાલીને દેવતા ઉપર મૂકીએ તો પહેલાં તે તપીને ખદખદે છે. પછી તેમાંનું પાણી વરાળરૂપે ઉડી જાય છે. એટલે ઠીબમાં કુલીને ધોળાં પતાસાં જેવાં ચકતાં બંધાય છે તેને લોકો **કુલવેલી** ફટકડી કહે છે. તે હલકી હોય છે. ને તેનો સહેલાઈથી ભૂકો કરાય છે.

## પાઠ ૪ થો. સીસું, કલાઇ, અને જસત.

### સીસું.

સીસું, વજનમાં ઘણું ભારે હોય છે. તેને કાપી જોતાં અંદરનો

રંગ ફીકો અને કાળાશ પડતો જણાય છે. પત્થરપર પછાડતાં તેનો બીલકુલ રણકો થતો નથી કાગળ ઉપર ઘસવાથી કાગળ કાળો પડી જાય છે. અને તે ઘણુંજ ચીકણું તથા નરમ હોય છે.

**સીસાની ઉત્પત્તિ**—ઘણું કરીને સીસું ગંધક તથા કંઇક રૂપાના ભેગ સાથે મળી આવે છે. ગ્રેટબ્રિટન દેશમાં (વિલાયત) જેવી સીસાની માતબર ખાણો છે. તેવી દુનીયાના બીજા એકપણ દેશમાં નથી.

**સીસાની બનાવટ**—ખાણમાંથી સીસું ખોદી તેના સારા સારા ગઠ્ઠાઓ બાજુપર ગોઠવીને બાકીનાને ભાંગી નાખી ફરીથી બાજુપર મૂકે છે. અને વિણી કાઢેલા સ્વચ્છ ગઠ્ઠાઓને તપાવે છે. એટલે તેમાંનો ગંધક બળી જાય છે. પછી તેને મોટી ભઠ્ઠીમાં ગાળે છે. એટલે તેમાંની સીસાની ધાતુનો રસ થાય છે. તે રસ ભઠ્ઠીની હેઠળની બાજુએ બંધ કરેલાં કાણાં આગળ મૂકેલા લોઢાના વાસણમાં પડે છે. તેના ઉપર પોપડી બાઝે છે. તેને કાહાડી નાખી, રસને ડોઇ વડે ભરતર લોઢાના સંચામાં રેડે છે. એટલે શુદ્ધ સીસું તૈયાર થાય છે.

**સીસાના ગુણ**—સીસું મેલું; ભુરા રંગનું, નરમ, ખરબચડું અને ભારે હોય છે. તે એટલું બધું નરમ હોય છે કે તેના ઉપર નખ અગર ચપ્પુવડે લીટા થઇ શકે છે. અગ્નિ ઉપર મૂકવાથી તે પીગળે છે. અને તેનો ચળકતો પીળો રસ બની જાય છે.

## સીસાનો ઉપયોગ.

(૧) યુરોપખંડમાં લોઢાના ચરખામાં સીસાના ગજ ઘાલી, તેનાં પતરાં બનાવી, ઘરોપર અને દેવળોપર જડે છે.

(૨) પત્થરની વચ્ચેનો સાંધો પુરી દેવાને માટે લોઢાની પટ્ટી ઉપર સીસું ઢાળવામાં આવે છે.

( ૩ )સીસાને ગાળીને તેના નળ, પાણી ભરી મૂકવાની ટાંકીઓ વગેરે બનાવવામાં આવે છે.

( ૪ ) રૂપું શુદ્ધ કરવામાં સીસાનો ઉપયોગ કરે છે.

( ૫ ) સીસું બરડ હોવાથી બંદુકની ગોળીઓ બનાવવામાં તેનો બહોળો ઉપયોગ થાય છે.

ગોળીઓ બનાવવા માટે સીસામાં થોડો સોમલ ભેળી દે છે. લોઢાની ચાલણીને ઉંચી જગા પર મૂકી તેમાં સીસાનો રસ રેડે છે. તે ચાલણીવાળાં કાણાંમાંથી થઇને નીચે મુકેલા પાણીના વાસણમાં પડે છે. ને પાણીમાં પડતાંની સાથેજ તે ઠરી જઇને તેની ગોળીઓ બને છે.

## કલાઈ.

કલાઇ એ ધાતુ રૂપાના જેવી ધોળી, ભારે અને ચળકાટ વાળી છે તથા ઘણીજ નરમ અને વાળી શકાય તેવી છે. તેમાં સ્થિતિસ્થાપકતા નથી. અને તે ટીપવાથી વધે છે.

**કલાઈની ઉત્પત્તિ**—કેટલેક ઠેકાણે કલાઇ જમીનમાંથી માટી અને પથરા સાથે મળેલી નીકળી આવે છે. એને કલાઇની **કાચી** ધાતુ કે **કાંકરી** કહે છે. ઇંગ્લાંડ, જર્મની, અમેરીકાના ચીલી તથા મેક્સિકો અને હિંદુસ્થાન તથા સિલોનમાં કલાઇની પુષ્કળ ખાણો છે. તે બધામાં **ઇંગ્લાંડના કૉર્નવાલ પ્રાંતની** કલાઇની ખાણો વધારે સુપ્રસિદ્ધ છે જુના લેખો ઉપરથી જણાય છે કે તે ઈ. સ. ની શરૂઆત પહેલાં પણ ચાલતી હતી. ચોખ્ખી કલાઈ જમીનમાં હોતી નથી. પરંતુ ઉપર જણાવી ગયા પ્રમાણે માટી અને બીજા પદાર્થો સાથે મળેલી હોય છે.

**કલાઈની બનાવટ**—ખાણમાંથી માટી સાથે મળેલી કલાઇ ખોદી કાઢી તેના ગઠ્ઠાઓનો ભુકો કરી, તેમાંથી માટી ધોઇ નાખીને તેને ભઠ્ઠીમાં

ખૂબ તપાવે છે. એટલે બાકીના ભળેલા પદાર્થો તેનાથી અલગ થઇ જાય છે. તે પછી ફરીને કલાઇને ભઠ્ઠીમાં મૂકી તપાવે છે. એટલે તેમાંથી શુદ્ધ કલાઇનો રસ થઈ, પથરાના ચોખૂણ સંચામાં પડીને તેના મોટા ગઠ્ઠા બંધાય છે.

**કલાઈ અને સીસુ નરમાશપણામાં મળતાં આવે છે.**

સીસા તથા કલાઇના કકડાને હાથવડે વાળતાં તે સહેલાઇથી વળી શકે છે તેમને દેવતામાં મુકીશું તો તે થોડી ગરમીથી ઝટ પીગળીને રસરૂપ બની જાય છે પીગળવાથી તેમનું ઘનરૂપ બદલાઇને પ્રવાહીરૂપ થાય છે. તેમના ઉપર ચપ્પુવડે સહેલથી લીસોટા પાડી શકાય છે આ બધા ઉપરથી સાફ જણાઇ આવે છે કે કલાઇ અને સીસું નરમાશપણામાં એક બીજાને મળતાં આવે છે.

**કલાઈના ગુણ**—રંગે ધોળી, ચળકતી, વળી શકે તેવી, કાટ ચડતાં અટકાવે તેવી, સીસા કરતાં કંઇક કઠણ, પરંતુ સીસા કરતાં વહેલી પીગળી જાય તેવી, અને પાણી કરતાં ૭ ગણી ભારે હોય છે.

**કલાઇનો ઉપયોગ**—(૧) તાંબા પિત્તળનાં વાસણને કાટ ન ચડે માટે તેને કલાઇ દેવરાવવામાં આવે છે.

( ૨ ) લોઢાની રકાબીઓ અને પ્યાલાઓ ઉપર કલાઇનો ઢોળ ચડાવવામાં આવે છે તેથી તે શોભિતાં દેખાય છે.

( ૩ ) લોઢાનાં પતરાંને કલાઇના રસમાં બોળી નાખે છે જેથી તેને કાટ ચડતો નથી. એ પતરાંના ડબ્બાઓમાં કેરોસીન, ઘી વિગેરે ભરાઇ આવે છે. તેમજ દીવા કરવાના ખડીઆ ચાળણીઓ વિગેરે તે પતરાનાં બને છે.

( ૪ ) કલાઇનાં વરકજેવા પતરાંથી વિલાયતથી આવતા સાબુ તથા દવાની શીશીઓ પેક કરવામાં આવે છે.

(૫) ટાંકણીઓ પિત્તળની બનાવે છે તેને રૂપાજેવી ચળકતી કરવા માટે કલાઈના રસમાં બોળે છે. એટલે તે સફેદને ચળકતી દેખાય છે.

( ૬ ) કાચના તખ્તા, અને મોટા આરસાઓની પાછળ કલાઇ ચઢાવે છે જેથી તેમાં આબેહુબ મ્હોં જોઇ શકાય છે.

(૭) કલાઇને ખેંચીને તાર બનાવી શકાય છે પણ તેમાં ચીકાશપણું ન હોવાથી તે વધારે ઉપયોગમાં આવતા નથી.

( ૮ ) કલાઇના કકડાઓને મોટાં રોલરો વચ્ચે દબાવીને તેમનાં પાતળાં પતરાં બનાવે છે તેને વરક કહે છે.

( ૯ ) કલાઇના ખાસ ગુણથી તેનું રેણ બનાવવામાં આવેછે.

( ૧૦ ) કલાઈના વરક તેહવારોના દિવસોમાં કંદોઇ લોકો મીઠાઇ પર ચોઢે છે.

કાંસુ—કલાઈ અને તાંબાના મિશ્રણથી કાંસુ બને છે તેમાં ખાટી ચીજો કટાતી નથી. કાંસુ બરડ ને ભારે હોય છે. તેનાં તથા કલાઇનાં વાસણો ચુલાપર ચડાવવાના કામમાં આવતાં નથી.

## જસત.

જસતનો રંગ વાદળી રંગના જેવો હોય છે. તેને દેવતામાં મૂકવાથી તે પીગળે છે. પણ સીસા કે કલાઈની માફક જલદીથી પીગળી જતું નથી. જસતનાં પતરાં થઇ શકતાં નથી. કારણ કે તેને ટીપવાથીજ તુટી જાય છે.

જસતને કાટ લાગી શકતો નથી. જેથી લોઢાનાં પતરાં ઉપર જસતનો ઢોળ ચઢાવે છે. જસતનો ઢોળ ચડાવેલા પતરાં. ટીનનાં (કલાઇનો ઢોળ ચડાવેલાં) પતરાં જેવાં સફાઈદાર અને ચળકતાં હોતાં

નથી. આ પતરાં (જસતના ઢોળવાળાં) ને લોકો છાપરા ઉપર નળીઆંની જગાએ જડે છે.

જશતનો ઉપયોગ—(૧) જસત અને તાંબાની ભેળવણી કરીને પતલ બનાવવામાં આવે છે.

(૨) જસત તથા સીસાનું મિશ્રણ કરી તેમાંથી થતી ધાતુના તાર તથા જાડાં પતરાં થાય છે. રેલવેના તાર તથા ભુંગળાં એ ધાતુનાં હોય છે.

[ ૩ ] રૂપાના દાગીના ઝારવામાં રૂપા તથા જસતનું મિશ્રણ કરે છે તે જસતની કહે છે.

[ ૪ ] ઘડીઆળ, અને ઘંટ બનાવવામાં ત્રાંબા તથા કલાઇની અંદર જસત નાંખવામાં આવે છે. અને જસતના ખોટા દાગીનાઓ પણ બનાવવામાં આવે છે.

## પાઠ ૫ મો લાકડું અને હાથી દાંત.

### લાકડું.

લાકડું બધી જાતની વનસ્પતિઓમાંથી ઉત્પન્ન થાય છે. ઘર બાંધવાના, તથા આપણા ઉપયોગની ઘણી ચીજોમાં અને બાળવામાં બળતણુ તરીકે લાકડાનો ઉપયોગ થાય છે. એટલે તેની વધારે હકીકત અહીં લખવાની જરૂર નથી. કારણકે 'લાકડું' એ શું છે તે સૌ કોઇ જાણે છે.

પદાર્થના વિભાગ—સૃષ્ટિ ઉપર જેજે પદાર્થો આપણા જોવામાં આવે છે. તે બધાના બે ભાગ છે. (૧) સજીવ પદાર્થ એટલે જીવવાળા પદાર્થો તેમાંવનસ્પતિ અને પ્રાણી માત્રનો સમાવેશ થાયછે. (૨) નિર્જીવ પદાર્થ એટલે જીવ વગરના જડ પદાર્થો એમાં માટી પત્થર ધુળ વગેરેછે.

સેન્દ્રિય પદાર્થોના બે વિભાગ છે. (૧) પ્રાણીજ સેન્દ્રિય

એટલે પ્રાણીઓથી ઉત્પન્ન થતા પદાર્થો. જેવાકે હાડકાં, ચામડાં, શીંગડાં, રેશમ, ઉન, કસ્તુરી, હાથીદાંત વિગેરે.

(૨) **ઉદ્‌ભિજજ સેન્દ્રિય** અથવા **વનસ્પતિ સેન્દ્રિય** એટલે વનસ્પતિમાં ઉત્પન્ન થતા પદાર્થો જેવાંકે લાકડાં, પાંદડાં, અનાજ, કોયલા, ઘાસ, ગુંદર, ફળ, મૂળા અને તેલીબીઆં વગેરે આ ઉપરથી આપણે જાણી શકયા કે લાકડું એ વનસ્પતિ સેન્દ્રિય અને **હાથીદાંત એ પ્રાણીજ સેન્દ્રિય** પદાર્થો છે.

**લાકડું રેસાઓનું બનેલું** છે. આપણે દાતણ ચાવીએ છીએ ત્યારે તેનો કુચો થયેલો જણાય છે, હરકોઇ ઝાડની લીલી ડાળીને કુચરવાથી તેનો કુચો થાય છે, તેને તપાસતાં તેમાં જુદા જુદા રેસા જણાઇ આવે છે, **નેતર, વાંસ** વગેરેમાં તો રેસાઓ ખુલ્લા જણાઇ આવે છે. જેથી સાબીત થાય છે કે **લાકડું રેસાઓનું બનેલું છે.**

**લાકડામાં થર (પડ) હોય છે.** સાગ, સીસમ, બાવળ વગેરેનાં ઝાડનાં લાકડાંને આડાં કાપતાં તેમાં રંગીત કુંડાળાં જેવા ગોળાકાર જણાય છે જે જે લાકડાંઓમાં આવાં કુંડાળાં જણાયછે. તેમાં વરસોવરસ એક નવો થર બંધાય છે. જેથી એ કુંડાળાંની ગણતરી કરીને **ઝાડની ઉમ્મર કહી શકાય છે.** જેમ જેમ નવા થર બંધાતા જાય છે. તેમ તેમ અંદરના થર દબાતા જાય છે, એમ થરોના દબાણુને લીધે આગળનુ લાકડું **મજબુત, કઠણ અને સંગીન** થતું જાય છે. પણ છાલ પાસેનું લાકડું **કુમળું, ઓછું ટકાઉ,** અને **ફીકા રંગનું** હોય છે. ઝાડનો રસ, છાલ અને જુના કાષ્ટની વચ્ચે થઇને વહે છે ને તેનાથી જે લાકડું બંધાય છે તે **રસવાન લાકડું** કહેવાય છે.

**લાકડું શોષક છે.**—લાકડાને પાણીમાં મૂકી થોડીવાર પછી બહાર કાઢીએ તો તેના વજનમાં વધારો થએલો જણાય છે. એટલો

વધારો વજનનો થયો. તેટલું તેણે પાણી ચૂસી લીધું છે. માટે લાકડું **એ શોષક પદાર્થ** છે. લાકડાની માફક જે પદાર્થો પાણીને ચૂસી શકતા નથી તે બધા **અશોષક પદાર્થો** કહેવાય છે.

**લાકડાનો વર્ગ તથા તેનો જુદો જુદો ઉપયોગ.**

(૧) **તાડ, નાળીએરી** વગેરેનું લાકડું પીસું, અને રેસાદાર હોય છે. તે ફક્ત ખેતરોને પાણી પાવાની **પરનાળો** બનાવવામાં કામ લાગે છે.

(૨) **બાવળ** અને **આમલીનું** લાકડું કઠણ નેચીવડ હોવાથી તેના શેરડી પીલવાના કોલુ, ઘાણી, હળ વગેરે ખેતીનાં સાધનો બનાવે છે.

(૩) **સાગ, સીસમ, બાવળ** વગેરેનાં લાકડાં કઠણ, ઘટ્ટ અને મજબુત હોવાથી કામમાં તેનો ઉપયોગ થાય છે.

(૪) **દેવદારનું** લાકડું પોચું, અને ભાર ઝીલવાને અશક્તિમાન હોવાથી ઇમારતી કામમાં ન આવતાં પરચુરણ ચીજો બનાવવાના કામમાં આવે છે.

લાકડાનો ઘણોખરો ઉપયોગ ઘર બાંધવામાં તથા બાળવામાં થાય છે. તે ઉપરાંત પેટીઓ, ખુરસીઓ, ટેબલો, કબાટો, ખાટલા, પાટલા, વહાણ, ગાડીયો વિગેરે લાકડાનાંજ બને છે. જે લાકડાં સારી ઇમારતો બાંધવાના કામમાં આવે છે. તે ઇમારતી લાકડાં કહેવાય છે. તોપણ આંબો, મહુડો, લીમડો, રાયણ વગેરેનાં લાકડાં ઘર બાંધવાના કામમાં આવે છે. છતાં તે ઇમારતી કહેવાતાં નથી. પણ તેમને કરકટ લાકડાં કહે છે, પાઠની હકીકત ઉપરથી એમ સાબીત થાય છે કે 'લાકડું' એ માણસની ઘણીજ ઉપયોગી ચીજ છે.

**હાથીદાંત.**

ઉપર જણાવવામાં આવ્યું છે કે 'હાથીદાંત' એ પ્રાણીજ સેન્દ્રિ

મ પદાર્થ છે. હાથીની સુંઢની બે બાજુએ જે બે મોટા શીંગડા જેવા દેખાય છે તેને **હાથીદાંત** કહે છે.

## હાથીદાંતની ઊત્પત્તિ.

**સિલોન, સિઆમ, ને આફ્રીકાનાં** જંગલોમાં હાથીની વસ્તી પુષ્કળ હોવાથી ત્યાંથી ઘણા હાથી દાંત મળી આવે છે. હાથી ૩-૪ વર્ષનો હોય ત્યારે તે દાંત ખરી પડીને નવા ઉગે છે, પાળેલા હાથીઓના દાંત વધી જવાથી કાપી લેવામાં આવે છે, અથવા તો હાથીઓ અરસ્પરસ લડે છે ત્યારે પણ તે દાંત ખરી પડે છે. અને એવી રીતે હાથીદાંત હાથ લાગે છે. દરેક દાંતનું વજન આશરે ૪-૫ મણ સુધી હોયછે.

હાથીદાંતની અછતને લીધે કોઇ કોઇ ઠેકાણે હાથીનાં હાડકાં અગર તો હાથીદાંતના જેવાજ કોઇ દરીઇ પ્રાણીઓનાં હાડકાંનો હાથીદાંત તરીકે ઉપયોગ કરે છે. અને અજાણ્યા માણસો તે અજાણપણે ખરીદે છે. માટે ચોકસ ખાત્રી કરીને હાથીદાંત ખરીદવો.

## હાથીદાંતના ગુણ અને ઓળખાણ.

**સિહલી, આશીગરો, કોડીઓ, જંગબારી** વગેરે હાથીદાંતની જાતો છે. કેટલાક હાથીદાંત રંગે સફેદ ને કેટલાક સહેજ પીળાશ પડતા હોય છે. વજનમાં ભારે હોય છે, લાકડાની માફક તે **શોષક પદાર્થ** છે કારણ કે તેના ઘાટ બનાવવા માટે તેને પાણીમા પલાળીને સહેલાઇથી છોલી શકાય છે. વળી સ્થિતિસ્થાપક છે. અને બારીક નજરથી તપાસ કરતાં તેમાં ગોળ ચક્કર અથવા કોદરી જેવાં ઝીણાં ઝીણાં મીંડા દેખાય છે તેને **કુદરતી નકશી** કહે છે.

**હાથીદાંત ગરમીથી ફાટી જાય** છે. હાથીદાંતને દેવતાપર મૂકતાં,અગરતો તડકાના ગરમી લાગતાં તેમાં ચીરા પડીને ફાટી જાય છે.

ઉનાળામાં હાથીદાંતની ચૂડીઓ વગેરેને ગરમીથી જાળવવી જોઇએ. હાથીદાંતના વેપારીઓ હાથીદાંતને ભોંયમાં કે એથા કોઇ ઠંડકવાળી જગામાં રાખી મકે છે.

**હાથીદાંતનો ઉપયોગ** હાથીદાંતના ચુડા, ચૂડીઓ બલોયાં, છલ્લાં, કાંસક, સોગટાં ચોપ્ડ, છરી તથા ચપ્પીના હાથા અને સુંદર રમકડાં બનાવવામાં આવે છે. તેના ઉપર ઘણુંજ ઉંચી તરેહનું કોતર કામ થઈ શકે છે. માણસના તથા ઢોરની દવાના ઉપયોગમાં પણ તે આવે છે. વાગેલા જખમ (ઘા) ઉપર હાથીદાંતનો વેર લગાડવાથી તે રૂઝાઈ જઇને આરામ થાય છે.

## પાઠ. ૬ ઠો. ફુલ તેના ભાગ, અને કાર્ય.

ચંપો, ચંબેલી, જાસુદી, જુઇ, કરેણી, માલતી, ગુલાબ, વગેરે ફૂલો તો ઘણાઓએ જોયાં હશે, એ ફૂલોના હાર અને ગોટા બનાવે છે. પોતાના ઇષ્ટ દેવતાઓની તેનાથી પુજા કરે છે. અને તેમાંના કેટલાક અતિ સુગંધીદાર ફુલોમાંથી અત્તર નીકળે છે.

### ફૂલોની જુદી જુદી જાત.

(૧) **બાજરી, બંટી, જાર** વગેરેના છોડ ઉપર ડુંડાં આવે છે. તે પણ તે તે છોડનાં ફુલ કહેવાય છે.

(૨) **આંબો, લીમડા, જાંબુ** વગેરેનાં ફૂલોને મોર કહે છે.

(૩) **મહુડાં. રાયણ** વગેરેનાં ફૂલોને ચકર કહે છે.

(૪) **આંબલી** વગેરેનાં ફૂલોને કૉર કહે છે.

(૫) પાઠને મથાળે જણાવેલાં મોગરો, ગુલાબ, ચંપો, જાસુદી વગેરેનાં ફૂલો તે ફુલ કહેવાય છે.

**ફુલના** ભાગ જે ફૂલો રોજ ઉઘડે છે. તેમાં ઘણું કરીને પાંચ ભાગ જોવામાં આવે છે (૧) કળી. (૨) વજ્ર. (૩) **પાંખડી.** (૪) **સ્ત્રીકેસર** ને **પુંકેસર.** (૫) ઓગનાશય.

(૧) **કળી.** ફૂલોવાળા છોડ કે ઝાડનાં પાંદડાંના મૂળ નજીક ડાંખળીઓમાં ઝીણા ઝીણા મોગરા ફૂટે છે. તે મોગરા મોટા થાય છે ત્યારે **કળી** કહેવાય છે. એ કળી ફુલનું ડીટું ડાળી સાથે વળગાડી રાખે છે. ડાળીમાંનો રસ ડીંટા મારફતે કળીમાં જાય છે એટલે કળી વધે છે, ખીલે છે, અને તેમાંથી ફૂલ થાય છે.

(૨) વજ્ર. ફૂલોની કળીની ઉપરની બાજુએ લીલારંગનું પડ (ઢાંકણુ.) વીંટળાએલું જણાય છે તેને વજ્ર કહે છે. એ વજ્ર, કળીનું ટાઢ તાપથી સંરક્ષણ કરે છે. વજ્રપત્રો લીલા રંગનાં હોય છે. અને તેઓ જોડાઈ જવાથી પ્યાલાનો આકાર બને છે.

(૩) **પાંખડી.** કળી મોટી થઇને વજ્ર ફાડીને પાંખડીઓ ખુલ્લી થાય છે. ત્યારે તે ફૂલ કહેવાય છે. પાંખડીઓના ભપકાદાર રંગ અને સુગંધથી ભ્રમર, મધમાખી, પતંગીઆં વગેરે જંતુઓ તેનાપર આવીને બેસે છે. અને પાંખડીના અંદરનું મધ ચૂસે છે. આ પાંખડીઓ મૂળમાંથી પાતળીને ઉપરથી ફેલાયલી હોય છે. તથા વજ્ર, કરતાં સુંવાળી અને વધારે કામળ હોય છે. આ પાંખડીઓ ફૂલનું બીજું ઢાંકણુ કહેવાય છે. પાંખડીઓ સાથે જોડાવાથી જે સળંગ ભાગ બને છે તેને **ફુલમણી** કે ગોટો કહે છે.

**કસુંબી, કેસુડાં,** કેસર વગેરે ફૂલોની પાંખડીઓ રંગ કાઢવાના કામમાં આવે છે.

ગુલાબ, મોગરો, ચંપો વગેરે ફુલની પાંખડીઓમાંથી અત્તર વગેરે સુગંધીદાર તેલ બનાવવામાં આવે છે.

ધંતુરા ગુલબાસ વગેરે ફુલોની પાંખડીઓ જોડાઇને સરણાઈ જેવો ઘાટ બને છે. ને તે **સંયુક્ત પાંખડીવાળાં ફુલો કહેવાય છે.**

**સ્ત્રી કેશર અને પુંકેસર**—જાસુદી, ગુલબાસ, ગુલાબ, બાર માસી વગેરેના ફૂલની પાંખડીઓમાં ઝીણા ઝીણા કેટલાક તાંતણા જોવામાં આવે છે. તેમાં પાંચ તાંતણા મુખ્ય હોય છે ને તે દરેકને **પુંકેસર કે નરતંતુ** કહે છે. ઘણુંખરાં ફૂલોમાં પાંચ નરતંતુ હોય છે. પણ ગુલાબમાં અને ભીંડીમાં ઘણા હોય છે અગથીઆમાં એવા દશ નરતંતુ છે અને મોગરામાં એજ છે.

ફુલની વચ્ચેનો જે ઉભો લાંબો તાંતણો દેખાય છે તેને **સ્ત્રી કેસર કે માદા તંતુ** કહે છે. આ તંતુ બધાં ફુલોમાં ફક્ત એકજ હોય છે.

સ્ત્રીકેસરના નીચેના ભાગને **ગર્ભાશય**, વચલા ભાગને **ગર્ભ નળી**, અને સૌથી ઉપરના ભાગને **ગર્ભનળીનું મુખ** કહે છે.

સ્ત્રીકેસર અને પુંકેસર એ બંન્ને **બી** બંધાવા માટે ઘણા ઉપયોગના છે.

પુંકેસરના પાતળા તાંતણાને મથાળે નાની કોથળીઓ જેવું દેખાય છે અને તેને **પરાગ કોશ** કહે છે. અને પરાગ કોશમાં ઝીણા ઝીણા દાણા હોય છે તેને **પરાગકણ કે રજ** કહે છે.

ભમરાઓ, મધમાખીઓ, ને પતંગીઆઓ ફુલોના પુંકેસરના રજકણને લેઈ સ્ત્રીકેસરમાં દાખલ કરે છે ત્યારે સ્ત્રીકેસરના પોલા તાંતણામાં થઇને તે બીજાશયના ભાગમાં ઉતરે છે ને ત્યાં નવું ફળ બંધાય છે.

**બીજાશય**—એ ફુલની અંદરનો ઘણોજ મહત્વનો ભાગ છે. તે ભાગ આંકેસરની નીચેની બાજુએ હોય છે. આંકેસરે મેળવેલા ખોરાકને લીધે તે ભાગ વૃદ્ધિ પામે છે. ને ત્યાં નવું ફળ ઉત્પન્ન થાય છે. તે ભાગ બહુ અગત્યનો છે કારણકે ફળનાં બી સંઘરી મુકી વાવવાના કામમાં આવે છે.

**ફુલોનો ઉપયોગ**—પાછળ જણાવી ગયા પ્રમાણે કેટલાંક ફુલોમાંથી રંગ બનાવે છે. અને કેટલાંકમાંથી અત્તર વગેરે સુગંધીદાર તેલ બનાવે છે. મોગરો જુઇ વગેરે દવાના કામમાં પણ આવે છે. હિંદુ લોકો ફુલોનો ઉપયોગ પોતાના ઇષ્ટ દેવોના પૂજનમાં, કોઇ સન્માનાર્થે હારતોરા બનાવવામાં અને શોખને ખાતર સૂંઘવામાં પણ કરે છે.

## પાઠ ૭ મો. ફળ, તેના ભાગ, અને કાર્ય.

**કેરી**, **જાંબુ**, **લીંબુ**, દાડમ, દ્રાક્ષ, નારંગી, કેળાં વગેરે ફળ કહેવાય છે, તેનાં છોડાં કાઢી નાંખતાં તેમાંથી ગર્ભ નીકળે છે તે ગર્ભની અંદરના ભાગમાં બી હોય છે, કેળાં, બોર, ટેટી વગેરે કેટલાંક ફળના ગર્ભ ખાવામાં વપરાય છે અને **કેરી** જેવાં કેટલાંક ફળોનો રસ ખવાય છે.

**ફળની ઉત્પત્તિ**—જે વેલા ઝાડ કે છોડને ફુલ આવે છે તેનેજ ફળ થાય છે. ફળ પાકા આંકેસરમાંથી ઉત્પન્ન થાય છે અને તે ફુલની નીચે તથા ડીંટાની ઉપરના ભાગમાંજ ઉગે છે. આંકેસરની નીચેની બાજુએ એક **બીજાશય** અને તેમાં **સુક્ષ્મબીજ** હોય છે. તે પરાગના પ્રવેશથી પાકે છે એટલે બીજાશય ફુલીને મોટું થાય છે. એટલામાં પાંખડી વગેરે ફુલના જે ભાગો કુમળા ફળને અગર બીજને પોષણ આપવામાં નીરૂપયોગી હોય તે બધા ખરી પડે છે. ને બાકીના ભાગો સ્ત્રીકેસરની સાથે વધતા જાય છે. તે સર્વ મળીને

ધીમે ધીમે ફળ બને છે. પરંતુ શેતુર, ફણસ, ને અંજીર જેવાં ફળો ઘણાં પુલોના એકત્ર મળવાથી થાય છે.

અનાજ ઘાસ વગેરેનાં કણસલાં ઉપર જે ફુલ હોય છે તે દરેક તેમનાં છુટાં છુટાં ફુલ સમજવાં તે ફૂલમાંથી જુદા જુદા દાણા, અને દાણાની એકત્રતાથી કણસલું ( ડુંડું ) બંધાય છે.

તુવેર, વાલ, ચોળા વગેરે કઠોળને ફુલનાં ઝુમખાં આવી ગયા પછી શીંગોનાં ઝુમખાં આવે છે અને તેમાં દાણા બંધાય છે.

ફળના ભાગ (૧) છાલ (છોડું) (૨) ગર (ગર્ભ) (૩) **બીજ, બીઆં, બી.**

**છાલ (છોડું)**— ફળની ઉપરનાં છોડાં અંદરના ગર્ભ અને બીજનું રક્ષણ કરે છે. ડીંટામાં આવેલો કેટલોક રસ તેના છોડામાં જવાથી ફળનું પોષણ થાય છે. છોડા ઉપરથી ફળ ઓળખાઇ આવે છે. ફળ કાચું હોય છે ત્યારે છાલ લીલા રંગની અને પાકે છે ત્યારે પીળા રંગની થઈ જાય છે. વળી ગર્ભ કરતાં છોડનો સ્વાદ જુદો લાગે છે. પણ કંઇ છોડ ખાવામાં આવતાં નથી.

**ગર્ભ (ગર)**— કેળાં, જામફળ, નાળિએરી, ટેટી, પપૈયા વગેરે ફળોનાં છોડાં કાઢી નાંખતાં અંદરથી જે ખાવા જેવી ચીજ નીકળે છે તે ગર (ગર્ભ) કહેવાય. કોઈ ફળોના ગર્ભ કઠણ તો કોઇના નરમ હોય છે અને કેરી વગેરેના ગર પ્રવાહી હોવાથી રસ કહેવાય છે. જેમ જેમ ફળ પાકતું જાય છે તેમ તેમ ગર નરમ પડતો જાય છે.

**બીજ (બી)** કેરી, ટેટી, રાયણ, જાંબુ, પપનસ, પપૈયા, સીતાફળ વગેરે ફળોના ગર્ભની અંદર **બી, ઠળીયા કે ગોટલા** હોય છે. પણ એ બધાં તેનાં બીજ સમજવાં. એ બીને ફરીથી વાવતાં જે જાતનું બી હોય તેજ જાતનું ઝાડ, કે વેલા અને ફળ ઉત્પન્ન થાય.

**ફળના પ્રકાર** (૧) કેરી, નાળીએરી, બોર, ટેટી પપૈયા વગેરે કે જેમાં છાલ, રસ, અને ગોટલા, તથા બી હોય છે. (૨) દ્રાક્ષ, દુધી, જામફળ વગેરે કે જેમાં છાલ અને રસ હોય છે (૩) ભગફળી વગેરે શીંગો તમામ જાતની હોય છે.

**ફળનો ઉપયોગ**—સઘળી જાતનાં ફળો માણસોને ખાવાના તથા દવાના ઉપયોગમાં આવે છે. પક્ષીઓ પણ ફળો ઉપર પોતાનાં જીવન નિભાવે છે.

**ઝાડોને ફળનો ઉપયોગ**—પોપટ, કાગડા, કબુતર વગેરે પક્ષીઓ ઝાડ ઉપર બેસીને ફળો ફોલી ખાય છે. તેમાંથી બીઆં જમીન ઉપર પડે છે. ત્યાં તે ઉગે છે. અને નવો છોડ ઉત્પન્ન થાય છે. કેટલાંક ફળો આપોઆપ જમીનપર પડીને ત્યાં સળી જાય છે. એટલે તેમાંથી બી નીકળે છે તે જમીનમાં પેસી જાય છે અને તેમાંથી નવું ઝાડ ઉત્પન્ન થાય છે.

## પાઠ ૮ મો બી, તેના ભાગ, અને કાર્ય.

**બી**—ગયા પાઠમાં આપણે જાણી ગયા કે ફળના વચલા ભાગમાં ગર્ભનાં **બી** હોય છે. નવાં ઝાડ, છોડ, અને વેલા બીજમાંથીજ ઉત્પન્ન થાય છે.

અનાજ માત્રનાં બી તેમનાં કણુસલાં, શીંગો કે જીંડવાંમાં થાય છે, અને તે તેમનાં ફોતરાં વડે રક્ષાય છે.

**કપાસ, આકડો** વગેરેનાં બીની આસપાસ રૂ જેવા રેસા હોય છે તેનાથી તે બીનું રક્ષણ થાય છે.

**સીતાફળ, જામફળ, તડબુચ, ટેટી,** વગેરે ઘણાં બીજવાળાં ફળોનાં બીનું સૌ સૌના ગર્ભો રક્ષણ કરે છે.

**કેરી, બોર** વગેરે ફળોમાં ફકત એકજ બી હોય છે ને તે કઠણ તથા મજબુત હોય છે.

બીમાં મુખ્ય અવયવ **અંકુર** કે **ફણગો** છે. તે અંકુરમાંથીજ નવા છોડની ઉત્પત્તિ થાય છે. બીજ જમીનમાં રોપાય છે એટલે તે પાંદડારૂપે જમીનની બહાર ઉગી આવે છે. બીજને એક બિંદુ હોય તેની સાથે બીજનો અને ઉપરની છાલનો સંબંધ થએલો હોય છે. તથા બીજની અંદરનો ભાગ વધવા માટે જે રસ આવે છે તે આ બિંદુ મારફતે આવે છે જેથી તેને **આંખ** પણ કહે છે.

**બીની જાત.** સઘળાં બીનાબે પ્રકાર છે. (૧) જે બીજમાં બે દાળ (ફાડ) હોય છે તે **દ્વિ દળીઆં** એટલે બે દાળવાળાં કહેવાય છે જેવાં કે ચણા, તુવેર, ચોળા, મગ, સોખા, બદામ વગેરે જે બીમાં (૨) દાળ હોતી નથી એટલે જેની ફાડ પડતી નથી તે **એક દળીઆં** બી કહેવાય છે. જાર, બાજરી, ઘઉં, મકાઈ વિગેરે

**બીના ભાગ (૧) ફોતરૂં. (૨) દાળ. (૩) બીજાંકુર.**

**ફોતરૂં**—બીને પલાળવાથી અંદરની દાળને તથા બીજાંકુરને ફુલાવીને છોતરૂં ઉખડી જાય છે.

**દાળમાં** સત્વ સંગ્રાયલું હોય છે તે સત્વ ખાઇને બીજાંકુર વધે છે. અને માણસો તે દાળનો લોટ દળીને ખાય છે. દ્વિદળ કરતાં એક દળીઆંમાં સત્વ વધારે હોવાથી તે શરીરને વધારે પુષ્ટિ આપે છે.

**બીજાંકુર**—બી ને જમીનમાં વાવ્યા બાદ ઉપરથી પાણી રેડવાથી દાળનું સત્વ નરમ પડે છે તે ચુસીને બીજાકુર વધે છે. અગર તો દાળમાંનું સત્વ બીજાંકુરમાં શોષાઇ જઇને પણ બીજાંકુર વધે છે. બીજાંકુરના જે ભાગનું મુળીઉં બનવાનું હોય છે તે પ્રથમ ફુટીને બહાર નીકળે છે, પછી થડનો ભાગ, અને છેવટે ડાળાં પાંદડાં ઉગે છે.

## પાઠ ૯ મો. પાંદડાં, તેની રચના, અને કાર્ય.

**પાંદડાં:**—જુદા જુદા વેલા, છોડવા, અને ઝાડોનાં પાંદડાં જુદી જુદી જાતનાં હોય છે કોઇનાં મોટાં, તો કોઇનાં નાનાં, કોઇનાં ગોળ, તો કોઇનાં લંબગોળ, કોઈનાં તરવારના પાનાં જેવાં, કોઇનાં ગંજીપાની લાલ બદામ જેવાં, તો કોઇનાં હાથના પંજા જેવાં—એમ જુદા જુદા આકારનાં હોય છે. તથા કેટલાંક પાંદડાં માણસને ખાવાના, તથા દવાના કામમાં આવે છે, અને કેટલાંક ઢોરને ખાવાના કામમાં આવે છે.

**પાંદડાંની રચના:**—પાંદડાં ડીંટાવડે ડાળી સાથે વળગેલાં હોય છે. ને ડીંટા મારફતેજ ડાળીમાંનો રસ પાંદડાંમાં આવે છે દરેક જાતના પાંદડાંની વચમાં એક જાડી નસ હોય છે. તેમાંથી બીજી પાતળી નસો આખા પાંદડામાં પથરાએલી હોય છે ડીંટામાંથી આવેલો રસ પેલી મોટી નસમાં થઇને પાતળી નસોમાં ફેલાઇ જાય છે ને તેથી પાંદડાંનું પોષણ થાય છે.

**પાંદડાના પ્રકાર.** વડ, પીંપળ, પીપળો, આંબો વગેરેનાં પાંદડાં તેઓની ડાળી ઉપર જુદાં જુદાં ઉગે છે જેથી તે સાદાં પાંદડાં કહેવાય છે. (૨) લીમડો, આમલી, સરગવો, બાવળ આવળ વગેરેનાં પાંદડાં પોતાની એક સળી ઉપરજ જથાબંધ ઉગે છે જેથી તે સંયુકત પાંદડાં કહેવાય છે. કારણકે સાદાં પાંદડાંની માફક તેમાંનું એકપણ પાંદડું જુદું ઉગતું નથી.

**માણસોને પાંદડાંનો ઉપયોગ**—પાંદડાંની ઘનઘટા છવાઇ હોય તેની નીચે ગ્રીષ્મ ૠતુમાં માણસો આનંદ અને આરામ મેળવે છે. મીઠા લીમડાનાં પાંદડાં શાક કઢી વગેરેમાં નાખવામાં આવે છે. આંબો, આસોપાલવ, કેળ, વગેરેનાં પાંદડાંઓનો હિંદુઓ શુભ પ્રસંગે તોરણ, માંડવા વગેરે બાંધવામાં બહોળો ઉપયોગ કરે છે. તુળસી

વડ, અને **પીંપળાનાં,** તથા **કેળનાં** પાંદડાંનો દેવપૂજન અને જમવાના કામમાં હિંદુઓ ઉપયોગ કરે છે. તથા **ખાખરાનાં** પાંદડાંના **પતરાળાં, પડીઆ** બનાવે છે.

**ઝાડને પાંદડાંઓનો ઉપયોગ**—મૂળીયાં કરતાં ઝાડને પાંદડાંઓની વધારે કરીને અગત્યતા છે. પાંદડાં વિના ઝાડ જીવી શકતું નથી. ઝાડની અંદર પાંદડાં ત્રણ પ્રકારનું કામ કરે છે. (૧) રસોડાનું (ખોરાક તૈયાર કરવાનું.) (૨) જઠરનું (પાચન ક્રિયાનું.) અને (૩) ફેફસાંનું. (શ્વાસોચ્છ્વાસનું.)

(૧) ઝાડનાં મૂળીયાં ભોંયમાંથી જે રસ શોષી લે છે. તે તરતજ પાંદડાંમાં જાય છે પાંદડા તે રસ, વાયુમાંથી મળતો કારબોનિક એસિડ ગ્યાસ, અને સૂર્યનો પ્રકાશ, એ ત્રણેના એકત્ર બળથી ખોરાક ઉત્પન્ન થાય છે. ને તે ખોરાક પાંદડાંની નસો વાટે ડીંટાંમાં થઇને ઝાડનાં તમામ અંગોમાં ફરે છે.

(૨) પાંદડાંમાં તઇયાર થએલો ખોરાક ત્યાંને ત્યાંજ પચી જઇ, આખા ઝાડને પુષ્ટિ આપે છે. ને નકામો ભાગ પાંદડાંના છિદ્રવાટે પરસેવારૂપે બહાર નીકળી જાય છે.

(૩) આપણે નાકવડે શ્વાસોચ્છ્વાસ ચલાવીએ છીએ તેમ ઝાડનો શ્વાસોચ્છ્વાસ પાંદડાંવડે ચાલે છે. પાંદડાંઓ દિવસે કારબોનિક ઍસિડ ગ્યાસ હવા શ્વાસ તરીકે લે છે અને ઑક્સિજન છોડે છે. રાત્રે તેથી ઉલટું કરે છે. માટે રાત્રે ઝાડ તળે સુવાથી તંદુરસ્તીને નુકશાન લાગે છે.

**પાંદડાં લીલા રંગનાં શામાટે?**—પાંદડાંમાં નસો ગુંથાએલી હોય છે, નસોના ગુંથણ વચ્ચેની ખાલી જગામાં નાની નાની કોથળીઓ હોય છે. તેમાં ઝીણા ઝીણા કણ હોય છે. એ કણ સૂર્યના

પ્રકાશને લીધે લીલાશ પ્રસરતા જાય છે. જેથી પાંદડાનો રંગ લીલો થાય છે.

[illegible] જગાએ [illegible] પાંદડાં ફીક્કાં અને અજ-વાળામાં ખુલ્લી જગામાં રોપેલા ઝાડના પાંદડા તાજાં અને પૂર્ણ લિલાશવાળાં દેખાય છે.

## પાઠ ૧૦ મો. ચ્હા અને કાફી.

આજ કાલ દુનિયામાં "ચ્હા દેવી" નું સામ્રાજય એટલું બધું વ્યાપી ગયુ છે કે તેનાથી રાજા યા રંક, બાલક યા વૃદ્ધ, ગરીબ યા તવંગર કોઇ પણ અજાણ્યું નથી. લગ્ન પ્રસંગે ચ્હા, મરણ પ્રસંગે ચ્હા મીજલસમાં પણ ચ્હા, વાર તહેવારે પણ ચ્હા, ઘરમાં, બજારમાં હોટ-લમાં જ્યાં જુઓ ત્યાં ચ્હા ચ્હા, અને ચ્હાજ. સર્વ સ્થળે 'ચ્હા દેવી' એટલું બધું સન્માન પામી ગઇ છે કે સાક્ષાત શકિત દેવી. (હિંદુઓ જેને દેવી તરીકે માને છે તે, અંબાજી ભદ્રકાળી વિગેરે દેવી સ્વરૂપ) પણ એટલું સન્માન જગતમાં પામી નથી. ભારત વર્ષનાં જેટલાં મનુષ્યો ચ્હા દેવીને ઓળખે છે તેનો ¼ ભાગ પણ શકિત દેવીને ઓળખતો નહિ હોય,–જયારે એમ છે તો સ્હેજ જણાઇ આવે છે કે ચ્હાથી કોઇ અજાણ્યું નથી. એટલે તે સંબંધી અત્રે વધારે વિવેચન કરવું યોગ્ય લાગતું નથી.

**ચ્હાની ઉત્પત્તિ—**ચીન દેશજ ચ્હાની માતૃ ભુમિ છે એમ કહીશું તોપણ ચાલશે. કારણ કે પ્રથમ ચ્હા ' ત્યાંજ ઉત્પન્ન થઇછે ચીના લોકો ખૂબ ગરમ પાણીમાં ચાનાં પાંદડાં નાખી હલાવાને મેળી ઓળીજ પી જાય છે. પણ આપણા ભારતવર્ષમાં તો તેમાં ખાંડ દૂધ વિગેરે નાખી મજેદાર બનાવીને પીવામાં આવે છે.

હાલ આપણા હિંદુસ્તાનમાં પંજાબ, આસામ, સિલોન (લંકા) વિગેરે સ્થળે સારી ઉંચી જાતના ચ્હા થાય છે. તે ઉપરાંત, કુમાઉન, દાર્જીલીંગ, નાતાલ, આસ્ટ્રેલિઆ, દક્ષિણ અમેરિકા વિગેરે વિદેશોમાં પણ પુષ્કળ ચ્હા થાય છે.

**ચ્હાની બનાવટ**—ચ્હાને વરસાદ ઘણો જોઇએ છે. ડુંગરાળી ઢાળવાળી જમીનમાંજ તેનું વાવેતર થાય છે. પાણી પોચી જમીન તેને માફક આવતી નથી. પહાડોની કંઇક કદણ, અને વધારે વરસાદવાળી જમીનમાંજ તે ઉગે છે.

ચ્હાનો છોડ આશરે ૬—૭ હાથ ઉંચો થાય છે. તેનાં પાંદડાં લીલાં, સાંકડા, અને ગુલાબના પાંદડાં ચુંટી લે છે. ચુંટેલાં પાંદડાંને છાછરી ટોપલી જેવા વાસણમાં સુકાવીને અગ્નિથી તપાવે છે જેથી તે કાળાં બને છે અને સુકવતી વખતે હાથ વડે મસળવાથી તે વળી ગયેલાં જણાય છે. શેકાઇને તૈયાર થએલાં પાંદડાં તેજ ચ્હા કહેવાય છે અને તેનાજ ડબા ભરીને દેશ પરદેશ ચઢાવવામાં આવે છે.

## કાફી.

કાફી, એ એક છોડવાનાં ફળ છે. જેને આપણે બુંદદાણા તરીકે ઓળખીએ છીએ. તેજ કાફી છે.

**ઉત્પત્તિ**—કાફી અસલ અરબસ્તાનમાં ઉત્પન્ન થઇ હતી ને ત્યાંથી મુંબાઇ, મદ્રાસ, માળવા, મ્હૈસુર, પિનાંગ, ઇરાન, લંકા, મલાયા, જાવા અને યુરોપ ખંડના ઘણા ભાગમાં ફેલાઇ ગઇ છે.

કાફીનો છોડ આશરે ૮ થી ૧૦ હાથ સુધી ઉંચો થાય છે. તેના ઉપર સામ સામે પાંદડાં ઉગે છે, પાંદડાંની પાસે પાસે ધોળાં રંગ

ધીહાર ફુલો થાય છે. અને તેમાંથી જ્યારે ફળ પાકે છે ત્યારે ખેડુતો છોડવાની નીચે કપડાં પાથરી છોડવાને હલાવે છે એટલે ફળો ખરી પડે છે. તે બધાં એકઠાં કરીને સુકાવે છે સુકાયા પછી તેને પત્થર વડે છડીને, અગર તો ચરખામાં પીલીને તેનાં પડ કાઢી નાખે છે એટલે અંદરથી બી નીકળે છે.

બી—બીને ઘીમાં શેકે છે. તેથી તેમાં વધારે સ્વાદ અને સુગંધ આવે છે. બી શેકી, દળીને તેનો ભુકો કરીને રાખી મૂકે છે. અને જ્યારે જરૂર પડે છે ત્યારે ઉપયોગમાં લે છે. આ બીને **બુંદ દાણા** અને **ભુકાને કાફી** કહે છે.

કાફી નિયમિત રીતે અને માફકસર પીવામાં આવે તો તે પાચન ક્રિયાને અનુકુળ થઇ પડે છે. શરીરને જાગ્રતિ આપે છે અને શ્રમ તથા સુસ્તીને ઉરાડી દે છે.

ચ્હા અને કાફી એ બન્નેને માટે એટલું તો ધ્યાનમાં રાખવું જરૂરનું છે કે "તે જો અનિયમિતપણે અને હદ ઉપરાંત પીવામાં આવે તો ઘણાં ભયંકર પરિણામ નીપજે છે. તેમાં વળી ચ્હાથી જે નુકશાન છે, તે તો વધારે કરીને ભયંકર છે."

ચ્હા એ ઠંડા દેશોના ઉપયોગની વસ્તુ છે, આપણા હિંદ જેવા સમશીતોષ્ણ પ્રદેશોને માટે તે કંઇ પણ મહત્વની નથી. એમ કહીશું તો પણ ચાલી શકશે હિંદુઓ ચ્હાની પાછળ પડી પડીને શારીરિક શક્તિ ગુમાવી બેઠા છે. પહાડના પત્થરને પાટુ મારીને જે લોકો સહજવારમાં ગબડાવી મૂકતા, તેઓ આજે ચ્હા દેવીના પ્રતાપથી પ મણું બોજો ઉંચો કરવાને પણ અશક્ત છે. બાળક અવતર્યું કે તરતજ આપણા આર્ય સંસારની ઘેલી માતાઓ તેને ચ્હા દેવીને શરણેજ મૂકે છે.

અથવા તો ન્હા દેવી બાલકને ઘાડીયામાંથી ઝડપી લે છે. જો એમ છે તો પછી બાલક કયે રસ્તે શારીરિક શકિત પ્રાપ્ત કરી શકે ?

આતો યુરોપીય પદ્ધતિને અનુસરીને દેશી લોકો લઈ પડેલાછે. અને તેથી વધારે ને વધારે નાગચરત તથા નિર્બળ બનતા જાય છે. ઠંડી અને ગરમીને વિરૂદ્ધતા છે એ તો સૌ કોઇ જાણે છે, તો પછી એટલો ખ્યાલ શા માટે લાવતા નથી કે:–' ઠંડા દેશોના વ્યવહારો ગરમ દેશોને લાગુ પાડવાથી પણ તેમાં વિરૂદ્ધતાજ આવી પડે.

દોહરો.

અંગે લોહી વધે નહિં, કૌવત કમ થઇ જાય,
રીક્ષાં પડતાં ફેફસાં, તન તકલાદી થાય.
ચાલ ચલણ તૂટી જશે, કઠણ કામ નહિ' થાય.
શરદી અંગ તણી જતાં, તન તાપે અકળાય.
ખાંસી અને ક્ષય રોગ તો ન્હા દેવીનાં દાસ.
જ્યાં જ્યાં ન્હા દેવી વસે, ત્યાં ત્યાં કરે નિવાસ.
પાચન ક્રિયા શરીરની, અટકાવે અહમેવ,
વાર વાર પીવા તણી, તજવી ન્હાની ટેવ.

લેખક–ગૌરીશંકર આશારામ ધોળકાવાળા.
( અમદાવાદ. )

## પાઠ ૧૨ મો. રૂ તથા કપાસનો છોડ.

**રૂની ઉત્પત્તિ**—કપાસના છોડ ઉપર કાલાં થાય છે તે કાલાં માંથી કપાસ નીકળે છે. તે કપાસને સંચામાં પીલવાથી તેમાંના કપાસીઆ જુદા નીકળી જાય છે એટલે તે રૂ કહેવાય છે એ રૂને પીંજારાઓને ત્યાં પીંજવા મોકલવામાં આવે છે.

**રૂને પીંજવાની ક્રિયા**—પીંજારાઓને ત્યાં તે લોકો પીંજણ વડે રૂ પીંજે છે. પીંજણની તાંતના ધ્રુજારાને લીધે રૂના રેસા છુટા પડી ચોકખા થાય છે. ને કચરો નીચે પડયો રહે છે.

વરાળયંત્રોમાં પણ રૂ પીંજવામાં આવે છે. તેવાં કારખાનાંમાં મોટી પેટી જેવા ઘણા સંચાઓની વચ્ચે મોટા દાંતાવાળી લાટો ફરે છે જેથી તેમાંનુ રૂ પવન વડે પીંજાઇને સાફ થઇ જાય છે. પીંજેલા રૂને ગાભો કહે છે.

**રૂનું સુતર કાંતે છે.**—રૂને પીંજાયા પછી પીંજારા લોકો તેની પૂણીઓ બનાવે છે. તેમજ સંચાઓમાં પણ પૂણીઓ બનાવવામાં આવે છે. એ પુણીઓનું રેંટીઆ વડે તથા સંચાઓની મદદથી સુતર કાંતવામાં આવે છે. અને સુતરનાં કપડાં બને છે.

**રૂનાં લુગડાં બને છે.**—સાળવીઓ સુતરને લઇ જઇ તેનાં કપડાં વણે છે. તેમજ ઇંગ્લાંડમાં તથા આપણા દેશમાં સુતરાઉ લુગડાં વણવાનાં ઘણાં કારખાનાંઓ ખોલવામાં આવ્યાં છે. તેમાં ઘણી જાતનું કાપડ વણાય છે. અને હજારો માણસો એ યંત્રોમાં (મીલોમાં) રોજી મેળવી, પોતાનુ ગુજરાન ચલાવે છે. એવી મીલો આપણા દેશમાં હાલ ઘણી છે. ને તેમાં થોડા વખતમાં ઘણું સારૂં અને જથાબંધ કાપડ તૈયાર થાય છે.

## કપાસનો છોડ.

**કપાસના છોડની ઉત્પત્તિ.**—આપણા દેશમાં ગુજરાત, કર્ણાટક, પંજાબ, ખાનદેશ, વરાડ, મધ્યપ્રાંત, અયોધ્યા ને આસામ તથા ચીન, અમેરિકા, મીસર, તુર્કસ્તાન વિગેરે દેશોમાં કપાસ પુષ્કળ ઉગે છે

કપાસના છોડને ગરમ હવા વધારે અનુકુળ પડે છે. જેથી તે ઠંડા દેશોમાં થતો નથી.

છોડ—કપાસના છોડ ૨ થી ૮ ફુટ ઉંચો થાય છે, તેને ડાળાં, પાંખડાં અને પાંદડાં ઘણાં થાય છે. તેના પાંદડાં અને એરંડાના પાંદડાં એ બેઉનો આકાર મળતો આવે છે. કપાસને પીળાં ફૂલ ઉગે છે.

ફૂલ—કપાસનાં ફુલમાં પાંચ પાંખડીઓ હોય છે. ને તેમાં પુંકેસર વધારે હોય છે. એકેક છોડ ઉપર ઘણાં ફૂલો થાય છે ને તે પીળાં, લાલ, અને સફેદ રંગનાં પણ હોય છે.

જીંડવાં-કાલાંના ફુલો ખરી પડયા પછી જીંડવાં બંધાય છે તે કાચાં હોય ત્યારે રંગે લીલાં અને સ્વાદે ગળ્યાં હોય છે. અને પાકે છે ત્યારે ઘઉં વર્ણાં તથા લંબગોળ જેવાં બને છે. ત્યારે કાલાં કહેવાય છે.

રૂ ( કપાસ. ) કાલાં ફાટે છે એટલે તેના મોં આગળ રૂના લોચા દેખાય છે તે વખતે આખું ખેતર ધોળું ધોળું દેખાય છે,

કાલાંમાંથી કપાસ નીકળે છે. તેને આપણે ઉપર રૂની હકીકતમાં જણાવી ગયા પ્રમાણે પીલીને રૂ અને કપાસીઆ જુદા પાડે છે. રૂમાંથી કાપડ બને છે.

કપાસીઆ—કપાસીઆ બાફીને ઢોરને ખવડાવવાથી ઢોરોના શરીર પુષ્ટ તથા મજબુત થાય છે. તે ખાવાથી ગાયો, ભેંસો વધારે દૂધ આપે છે. કપાસીઆમાંથી એક જાતનું તેલ નીકળે છે. વળી કપાસીઆ જમીનમાં વાવવાથી. ફરીને પાછો કપાસનો છોડ ઉપજ થાય છે.

કપાસ એ આપણા દેશનું કાચું સોનું ગણાય છે. આપણા દેશમાં કપાસનો પાક સારો ઉતરે તો ખેડુતો મોસમ સારી આવી ગણે છે. આપણા દેશની પ્રખ્યાતિ કપાસને લીધે છે.

## પાઠ ૧૨ મો—માછલી.

માછલી પાણીમાં રહે છે. તેનો આકાર આગળથી જાડો, અને પાછળથી પાતળો હોય છે. નદી, તળાવ, સરોવર વિગેરે મીઠા પાણીનાં માછલાં મીઠા પાણીમાં રહે છે. અને ખારાં સરોવર તથા દરિયાના ખારા પાણીના માછલાં ખારા પાણીમાંજ રહે છે, મીઠા પાણીનું માછલું ખારા પાણીમાં, અને ખારા પાણીનુ માછલુ મીઠા પાણીમાં મુકતાં તે તરતજ મરી જશે. તેમજ બન્ને પાણીમાંનાં માછલાંઓને પાણી બહાર કાઢીને રાખી મુકતાં પણ મરી જશે. દરિયામાં રહેનારાં માછલાંઓ ઘણાં મોટાં હોય છે. અને બધા જાતનાં માછલાંઓનું લોહી ઠંડું હોય છે.

**માછલીનો આકાર**—બારીક નજરથી જોતાં તેનો આકાર આગળ પાછળથી પાતળો અને વચમાંથી જાડો હોય છે. જેથી તેઓ પાણીમાં સહેલાઇથી તરે છે. અને માછલાનાં આકાર ઉપરથી નૌકા હોડી, વહાણુ વિગેરે બનાવવામાં આવ્યાં છે.

**મ્હોં**—માછલાંનું મ્હોં આપણા મારૂક બે જડબાઓનું બનેલું છે. મોમાં શંકુ આકારના અણીદાર દાંત હોય છે. માછલાં પાણીમાં ફરે છે ત્યારે પોતાનું મ્હોં ખુલ્લું રાખે છે. જેથી તેમાં પાણી દાખલ થાય છે. એટલે પાણીમાંનો ખોરાક તે દાંત વડે પકડી લે છે.

**આંખો**—મ્હોની ઉપલી બાજુએ બે આંખો હોય છે આંખો ઉપર પાતળો, પાર દર્શક ને ચીકણો પદાર્થ હોય છે. જેથી તેને પાણી અડી શકતુંજ નથી, પાણીમાં પણ માછલાં પોતાની આંખો ખુલ્લીજ રાખે છે. અને પાણીમાં પણ તે સારી રીતે જોઇ શકે છે.

**પાંખો**—આપણે કામ કરવાને જેમ હાથ છે. તેમ માછલાંને પાંખો હોય છે. ગળાની નીચે તથા છાતીની આગળ બે, અને પુછડાની

પાછળની બે મળી ચાર પાંખો હોય છે. વળી પુંછડીનો પણ પાંચમી પાંખ તરીકે ઉપયોગ કરે છે. શરીરની ચાર પાંખો તેને તરવામાં ચાલ-વાને, તથા પુંછડીની પાંખ હોડીના સુકાનની માફક દિશા બદલવાને કામ લાગે છે. આ પાંખો પક્ષીઓની માફક પીછાંની હોતી નથી. પરંતુ શરીરની ચામડી બહારની તરફ વધી જવાથી બનેલી હોય છે.

**ઢાંકણ**—( **ભીંગડાં** ) માછલાંનાં શરીરપર કેવળ ભીંગડાં છાપરાં ઉપર જેમ નળીઆં ગોઠવાયલાં હાય છે, તેમ માછલાના શરીરપર તે ભીંગડાં ગોઠવાયલાં હાય છે. એ ભીંગડાં ઉપર પાતળું ચળકતું સફેદ પડ હોવાથી માછલાંને પાણીનો ભેજ તેમજ ટાઢ તાપ પણ લાગતાં નથી.

**શ્વાસોચ્છવાસ**—માછલાની ડોકના બંઉ બાજુએ બે છિદ્ર હોય છે તેને લટકતા ચામડીના પડદાને **ઝાલર** કહે છે. તે છિદ્રો વડે માછ-લાંઓ શ્વાસોચ્છવાસ ચલાવે છે.

**ખોરાક**—પાણીમાંના પોરા, જીવડાં, મેલ, શેવાળ એ તેનો ખોરાક છે. તે આગલા દાંતથી ખોરાક પકડે છે. અને ચાવ્યા વિનાજ ગળી જાય છે.

**ઉત્પત્તિ**—માછલીઓ પાણીમાં, પાણીને તળીએ અગર તો ખા-ડાની રેતીમાં ઇંડાં મૂકે છે. કોઈ કોઇ માછલી એક લાખ સુધી ઇંડાં મૂકે છે. વળી એક જાતની માછલાં તો તે ઇંડાંમાંથી નીકળનાર બચ્ચાંને ખાઇ જાય છે.

**ઉપયોગ**—પાણીમાંનો મેલ તથા કહોવાણ ખાઇ જઇને મા-છલાંઓ પાણીને સ્વચ્છ કરે છે. કેટલાક લોકો તેને ખોરાક તરીકે ઉપ-યોગમાં લે છે. અને માછલીની ચરબી દવામાં તથા બાળવાના કામમાં આવે છે. ખાતર તરીકે પણ માછલાં કામ લાગે છે.

## પાઠ ૧૩ મો.

સાપ એ એક ઘણું ઝેરી પ્રાણી છે. તેને પગ હોતા નથી. જેથી તે પેટવડે ચાલે છે. ઘરોના ખુણા ખાંચરામાં, છાપરામાં, અને લાકડાં છાણાંના ગંજાવર ઢગલાવાળી જમીનમાં દરતી અંદર તે રહે છે. મદારી લોકો વસ્તીમાં ભીખ માગવા આવે છે ત્યારે તેમના ટોપલામાં સાપ હોય છે. તે બધાને બતાવે છે. સાપ જેને ડંખે છે તેનો ઘણું કરીને તો જીવ લીધે છુટકો કરે છે.

**સાપ અને માછલીનું મળતાપણું**—માછલા, કીડા, અને સાપ ત્રણને પગ હોતા નથી. માછલાંને શરીરપર જેમ ભીંગડાં હોય છે. તેમ સાપની ચામડી પણ ભીંગડાંવાળી હોય છે. જ્યારે તેને નવી ચામડી આવે છે ત્યારે તે જુની ચામડી ઉતારી નાખે છે, તેને **સાપની** કાંચળી કહે છે. માછલીની બરડાની કરોડ વળેલી હોય છે તો સાપની કરોડ તેથી પણ વધારે નરમ અને વળે તેવી હોય છે. માછલાં જેમ ઇંડાં મુકે છે, તેમ સાપ પણ ઇંડાં મુકે છે. માછલાંનું લોહી જેમ ઠંડું હોય છે તેમ સાપનું લોહી પણ ઠંડું હોય છે.

સાપને કરોડમાં ઘણાં છુટાં છુટાં હાડકાં અને પાંસળીઓ હોય છે. તે પેટપરની ચામડીને વળગેલી હોય છે. પાંસળીપરના મજબુત સ્નાયુ સંકોચીને તથા વિસ્તારીને સાપને પગ ન હોવા છતાં તે ઝડપથી ચાલે છે અને દોડી શકે છે તથા શરીરપરનાં ભીંગડાં વડે ભોંયને વળગી રહે છે.

**સાપના વર્ગ.** નાગ—( સાપ ) ના બે વર્ગ છે.

( ૧ ) ઝેરી ( ૨ ) ઝેર વગરના.

(૧) **ઝેરી સાપો**નાં માથાં પહોળાં હોય છે ને તેમના જડબામાં ઝેરની કોથળી હોય છે. તેમાંથી એક નળી સાપના એક પોલા દાંતમાં ઉતરીને તેની અણી સુધી ગએલી હોય છે. અને દાંત તાળવા તરફ વળેલો હોય છે. જ્યારે નાગ ડંસે છે ત્યારે એ દાંત સીધો થઇ જાય છે. અને જડબાં બિડાય ત્યારે ઝેર નિચોવાઇને ડંખમાં પડે છે.

જે જગાએ સાપનો ડંખ વાગ્યો હોય તેની ઉપરના ભાગમાં દોરી તાણી બાંધવી. અને ડંખ ઉપર બ્લીચિંગ પાઉડર કે કોંડીની દવા મળે તો તે ચોપડવી. હાલ મુંબાઇ ઇલાકાનાં સરકારી દવાખાનામાં નાગની દવા મળે છે તે પણ અજમાવી જોવી.

(૨) **ઝેર વગરના** સાપો અને ઝેરી સાપો ઘણું ભાગે મળતા આવે છે. ઝેર વગરના સાપોને ડંખ મારવાનો પોલો દાંત હોતો નથી. ને તે ઘણા જાડા તથા લાંબા હોય છે.

દક્ષિણ હિંદુસ્તાનમાં મોટા અજગરો થાય છે તે ઝેરી હોતા નથી પણ ઘણા લાંબા જાડા અને ઘેટું કે બકરૂં આખુંને આખું ગળી જાય તેવા જબરા હોય છે. માણસ અગર પશુને શરીરે તે વીંટાઇ વળે તો તેનો દાબીને કચ્ચર ઘાણ કાઢી નાખે છે.

**નાગની ફેણ**— ઝેરી સાપોને માથે ફેણ હોય છે.

જ્યારે તે ડોલે છે ત્યારે બહુ ખુબસુરત લાગે છે. આ ફેણ સઘળા ઝેરી સાપોને હોય છે પણ તેમાં **ચીતલ** કોઠ, વિગેરેને હોતી નથી. ચીતલ લીલા તથા કાળા રંગની, અને કોઠ કાળા તથા ભૂરા રંગની હોય છે.

## પાઠ ૧૪ મો—દેડકું.

**વરસાદના દિવસોમાં તળાવ, કુવા વિગેરે પાણી વાળી જગા**

ઉપર ઘણાં નાનાં મોટાં દેડકાં જોવામાં આવે છે. તેમાંના કેટલાંક પાણીમાં અને કેટલાંક ભેજવાળી જમીનમાં રહે છે.

**ઉત્પત્તિ**--દેડકાઓમાં **નર** અને **માદા** હોય છે. માદા પાણીમાં ઝીણાં ઝીણાં ઇંડાં મૂકે છે. તે હલકાં હોવાથી પાણીપર તરતાં રહે છે. અને સૂરજના તાપથી સેવાય છે. એટલે તેમાંથી મીંડાં જેવું ગોળ પ્રાણી નીકળે છે. તેને પાછળ પૂછડી હોય છે. તેને ઇંગ્રેજીમાં **ટાડપોલ** કહે છે. અને આપણે તેને **કાળા પોરા** તરીકે ઓળખીએ છીએ. કેટલેક દહાડે ટાડપોલની પુછડી ખરી જઇને બે પગ આવે છે. તે વખતે તે ખાખી જેવડાં દેખાય છે. ને ઝીણા પોરા તથા કાંઠાપરની માટી ખાઇને વધે છે. ટાડપોલને શ્વાસ લવાને **ઝાલર** હોય છે તે દેડકાના રૂપમાં આવે છે ત્યારે ખરી પડે છે.

**રંગ**—દેડકાનો રંગ લીલો, પીળો, અને કાળાશ પડતો હોય છે.

**માથું**—દેડકાનું માથું પહોળું ઘણું હોય છે તેમાં ડોકું જ-ણાતું નથી. અને પહોળું માથું ગમે તેમ ફેરવી શકાતું નથી. તેમાં **મોં** અને **આંખોનો** સમાવેશ થાય છે. **મોંમાં** પહોળી ફાડ હોય છે, ને ઉપરના જડબામાં દાંત હોય છે. તેના જીભનું મૂળ આગલા ભાગમાં અને ટેરવું ગળાની પાસે હોય છે. તથા જીભ ઉપર ચીકણી લાળ હોય છે. આંખો મોટી, ચપળ, અને બહાર પડતી જણાય છે. જેથી તે એકજ જગાપર બેસીને ચારે બાજુ નિહાળી શકે છે.

**પગ**—ચાર છે. આગલા કરતાં પાછલા પગ લાંબા હોવાથી તેને ઠેકડી મારવાની સુગમતા પડે છે. આગલા પગે ચાર ચાર અને પાછલા પગે પાંચ પાંચ આંગળાં હોય છે. વળી પાછલા પગનાં આં-ગળાં ચામડીથી સંધાયેલાં હોવાથી દેડકાને પાણીમાં તરવાની સુગમતા પડે છે.

**લોહી**—સાપ અને માછલીઓની માફક દેડકાંઓનું લોહી પણ ઠંડું હોય છે તેનામાં ગરમી બહુ ઓછી હોવાથી તેનું લોહી હરનિશ ઠંડુંજ રહે છે.

**ઉપયોગ**—પાણીમાંનો મેલ તથા રોગનાં જંતુઓ ખાઇ જઇને પાણી સ્વચ્છ રાખે છે. વળી બગીચાઓમાં જે જીવડાં માલને નુકશાન કરે છે તેને પણ ખાઈ જાય છે.

## પાઠ ૨૫ મો—તીડ.

**તીડ**——એ કીડાના વર્ગનું પ્રાણી છે. કીડાની પેઠે તેને બે શીંગડાં, ચાર પગ, અને છ પાંખો હોય છે. તેના પાછલા પગ લાંબા, જાડા, ને જોરાવર હોય છે. તથા તેનાપર કરવતના ધાર જેવી કાંગરી હોય છે. તેની આગલી પાંખો જરા લાંબી, પણ સાંકડીને ટપકીદાર તથા પાછલી ઘણી પહોળી હોય છે ને તે પાંખો કાગળની માફક ખીડાય છે. તીડનું મો મોટું અને જબરૂં હોય છે.

**ઉત્પત્તિ**—આપણા દેશમાં **રાજપુતસ્તાન**, તથા **સહ્યાદ્રિ** વિગેરે ઠેકાણે તીડ થાય છે. પાછોતરો વરસાદ આવ્યા બાદ **રેતીવાળી** કે **ગોરાડુ** જમીનમાં માદાઓ ઇંડાં મૂકે છે. માદાને શરીરને છેડે શીંગડાં જેવી કઠણ અણી હોય છે તે વડે જમીનમાં એક તસુ ઉંડું દર પાડીને તેમાં તેણી ઇંડાં મૂકે છે.

**તીડની પહેલી અવસ્થા**—(ઇંડાં) મેલાં, પીળા રંગનાં, ને લંબગોળ હોય છે. દરેક માદા ૫૦ થી ૭૫ સુધી ઇંડાં મૂકે છે. ને તેના ઉપર કંઇક ફીણું જેવો પદાર્થ મૂકે છે. જ્યારે તે પદાર્થ સુકાય છે ત્યારે દરનું મોં બિડાઇ જાય છે ને ઇંડાં એકબીજાને ચોંટી જાયછે.

**તીડની બીજી અવસ્થા**—ઈંડાં ૩ અઠવાડીઆં સુધી ભોંયમાં રહીને પછી તેમાંના દરેકમાંથી એકેક નાનો કીડો નીકળે છે. તે થોડા વખતમાં શરીરપરની લીલી ચામડી ઉતારી નાખીને પાંખ વગરની ખરપડીની માફક જમીનપર ઠેકવા માંડે છે. ને કુમળી ટીશીઓ તથા અનાજ પાલો ખાઇને ઉગતા પાકને બહુ નુકશાન કરે છે.

**તીડની ત્રીજી અવસ્થા**—(**તીડનું ખરૂં સ્વરૂપ**)—આ કીડો વારંવાર ચામડી ઉતારતો વધતો જાય છે. છેવટે તેને ઝીણી પાંખો આવે છે. પણ એક મહીના સુધી તેનાથી ઉડી શકાતું નથી. છેલ્લી ચામડી ઉતારીને જે તપખીરીઆ રંગનું જીવડું બની જાય છે તેનું નામજ **તીડ**.

**તીડનો ખોરાક**—તીડ બહુ ખાઉધરાં હોય છે. બધી જાતના અનાજ, ઝાડ છોડવાની તાજી લીલી ટીશીઓ અને લીલું ઘાસ તથા કોઈ પણ લિલોતરી, એ તેમનો ખોરાક છે.

## તીડોથી ખેતીવાડીનું થતું સત્યાનાશ !

તીડોના ટોળાં ખોરાકની શોધમાં ઠામ ઠામ ઉડે છે. તે ટોળાં એટલાં બધાં જથાબંધ હોય છે કે તેથી આખું આકાશ તીડોનું એક મહાન નગર બની ગયું હોય તેમ દેખાય છે. ખુલ્લા દિવસે પણ સુરજના પ્રકાશને ઢાંકી દેઇને વરસાદની ઘનઘટા જેવું આકાશ બનાવી મૂકે છે. આ ટોળાં જે ઝાડ ઉપર, જે ખેતરમાં, જે બગીચામાં, અને જે વાડીઓમાં બેસે છે તેનો ઘાણ વાળે છે. અને ઉજ્જડ વેરાન બનાવી દે છે. ઉભો પાક લણવાની શરૂઆત પહેલાં જો કોઈ જીલ્લામાં તેઓ જઇ પહોંચ્યાં તો તે જીલ્લાની હદ્ બાગની વસ્તીને માટે અનાજનો [illegible]

પણ દાણો રહેવા દેતાં નથી—છતા વરસાદે પણ તેમને સખત દુકાળ અને ભૂખમરાનું દીગ્દર્શન કરાવે છે.

**તીડાનો નાશ કરવાનો ઉપાય**—તીડના ઈંડાંનો નાશ કરવાથીજ હજારો તીડો ઉત્પન્ન થતાં અટકશે. ઈંડાંમાંથી નીકળેલાં બચ્ચાઓને પાંખો આવતા પહેલાં સાવરણાઓથી અગર ઝાડનાં ડાંખળાંઓથી ઝુડી ઝુડીને મારી નાંખવાં ને મોટા ખાડા કરી તેમાં પુરી દેવાં તીડને પાંખો આવે ને તે ઉડતાં થાય તે પછી તેમનો નાશ કરવો અશક્ય છે છતાં પણ આગ અને ધુમાડો કરવાથી તેમને પાકેલા મોલનો નાશ કરતાં અટકાવી શકાય છે.

## પાઠ ૧૬ મો મચ્છર.

**મચ્છર**—એ કીડાના વર્ગનું પ્રાણી છે. માથું, છાતી, અને જઠર એના શરીરના ત્રણ ભાગ પાડેલા છે. અને છાતી આગળ છ પગો અને બે પાંખો હોય છે.

**મચ્છરની જાત.** ( ૧ ) ઝેરી મચ્છર. ( ૨ ) સાધારણ મચ્છર.

ઝેરી મચ્છર રોગને ઉત્પન્ન કરે છે. ભીતમાં કાંટા ખોસ્યા હોય, તેમ તેઓ ઢળતા બેસે છે. ને તેઓની પાંખ ઉપર રાતા તપખીરીઆ રંગનાં ત્રણ ચાર ટપકાં હોય છે. આ મચ્છરો તાવવાળા માણસને કરડી, તેના શરીરમાંથી તાવના જંતુઓ લેઇ જઈ, તે તંદુરસ્ત માણસના શરીરમાં દાખલ કરે છે.

સાધારણ મચ્છર ભીંતપર બેસે છે ત્યારે ખુંધા દેખાય છે ચોમાસાના દિવસોમાં તે જથાબંધ ઉત્પન્ન થાય છે. તેઓનો રંગ

કાળાશ પડતો હોઈ, તેઓ ગણગણાટ કરે છે. ઝેરી મચ્છર ડંખે છે તે આપણને ખબર પડતી નથી. પણ આ મચ્છરો કરડે છે. તે તો આપણને ચમચમે છે.

## મચ્છરની ઉત્પત્તિ અને તેને અટકાવવાનો ઈલાજ.

મચ્છરની માદા ગંદાં ખાબોચિયાંના બંધિઆર સ્થિર પાણીમાં ઈંડાં મૂકે છે. એ ઈંડામાંથી ઈયળ જેવા જંતુઓ નીકળે છે. તે થોડીવાર ઉંઘમાં પડે છે ને પછી મચ્છર બની જાય છે.

ભાગેલા **શીશા, બાટલી, બાલ્દી, કુંડીઓ, ફુલાવર, પૉટ** જેવાં વાસણો વગેરે આંગણાંમાં રહેવા દેવાં નહિં.

ઘરથી થોડે દૂર પાણીનો જમાવ જરા પણ થવા ન દેવો નાના ખાડા, ખાબોચીયાં હોય તો સુકી માટી તથા રેતીથી પૂરી નાખવાં મોટા ખાડા તત્કાળ પૂરી ન શકાય તેવા હોય તો તેમાં **ઘાસલેટ** અગર **ફીનાઈલ** જેવા ચેપ નાશક પદાર્થો નાખવા એટલે શ્વાસ રૂંધન થવાથી મચ્છરો નાશ પામશે.

જો ઘરમાં અતિશય મચ્છરો થાય તો બારી, બારણાં મજબુત બંધ કરી, ફક્ત એક બારણું ખુલ્લું રાખીને ઘરમાં **ડામર, ગંધક, લોબાન, લીમડાનાં પાંદડાં,** ગટા **પર્ચીનાં ફુલ** અગર તેવીજ બીજી વસ્તુઓનો લાગટ ત્રણ કલાક સુધી ધુમાડો જારી રાખવાથી મચ્છરો નાશ પામશે—અને તેથી અસ્વચ્છ હવા પણ સ્વચ્છ થશે,

**ટરપેન્ટાઈન, મેન્થૉલ,** લવેન્ડર વિગેરેની ગંધથી તથા લસણ. કપુર, ને કારબોલીક એસીડના મિશ્રણનો ધુમાડો લગાડવાથી પણ મચ્છરો નાશ પામે છે.

દુર્ગંધી તથા મચ્છરના વાસવાળી જગાએ હમેશાં ક્રીનાઇલ તથા પારાફીન તેલનું મિશ્રણ છાંટવું.

દિવસના ભાગમાં હવા અને પ્રકાશ ઘરમાં પુષ્કળ આવી શકે. માટે બારી બારણાં ખુલ્લાં રાખવાં કારણ કે પ્રકાશમાં મચ્છરો ટકી શકતા નથી. દિવસના ભાગમાં કબાટ, પડદા, બુક કેસ લુગડાં ટાંગવાના સ્ટેન્ડ વિગેરેની પાછળ ઠંડી છાયા મળવાથી મચ્છરો ભરાઈ રહે છે માટે આવી જગાઓ હમેશ ઝાડુ ઝુડીને સાફ રાખવી.

## પાઠ ૬૭ મો—હાથી.

**હાથી**—એ ચાર પગવાળાં પશુઓમાં ઘણું મોટું કદાવર બળવાન અને મજબુત તથા બુદ્ધિમાન પ્રાણી છે. એક માણસ બીજા ઉપર ઉભો રહે તેટલી તેની ઉંચાઇ, અને આઠ દસ માણસ એક બીજાના હાથ પકડી ગોળ કુંડાળું વળી રહે તેટલો તેનો ઘેરાવો છે. તેને ચાર પગ, બે આંખો, બે કાન, બે દંતુશળ, એક સૂંઢ, અને એક ટુંકી પુછડી હોય છે.

**પગ**—હાથી શરીરે જેવો જબરો હોય છે તેવા તેના પગ પણ મજબુત થાંભલા જેવા હોય છે, અને એવા જાડા પગ હોવા છતાં પણ હાથી એક દિવસમાં ૧૦-૧૦૦ ગાઉ ચાલી શકે છે.

**કાન**—હાથીના કાન સુપડા જેવા મોટા અને પહોળા હોય છે અને કાનમાં માખી કે મચ્છર ન પેસી જાય માટે તે આખો દિવસ હલાવ્યાજ કરે છે. હાથીના કાનમાં મચ્છર પેસે તો હાથી મરી જાય છે.

**દંતશુળ**—હાથીની સૂંઢને મથાળે મોં આગળ બે લાંબા ભારે અને મોટા દાંત હોય છે તેને દંતશુળ કહેવામાં આવે છે અને તે વિષે આગળ પાઠ ૫ મામાં વર્ણન કરેલું છે.

**સૂંઢ**—હાથીના સૌથી આગળના ભાગમાં ઉપરથી જાડી અને નીચેથી પાતળી લાંબી સૂંઢ છે. તેમાં બે કાણાં હોય છે તે નસકોરાં કહેવાય છે. તેનાથી હાથી શ્વાસોશ્વાસ ચલાવે છે. સૂંઢમાં મોટી ફાડ હોય છે તેનાથી તે ખાય છે ને પાણી પીએ છે. સૂંઢ એ હાથીનું હથિયાર છે ગમે તેવા ભયંકર પ્રાણીને તથા બળવાન યોદ્ધાઓને પણ સૂંઢ વડે પકડી પછાડીને મારી નાખે છે. અગર તો ઉછાળીને ઘણે દૂર ફેંકી દે છે. તેમ છતાં પણ તેજ સૂંઢ વડે તે સોય અગર ટાંકણી જેવી ઝીણી વસ્તુ પણ ઓળખી શકે છે.

**ખોરાક**—પાળેલા હાથી હમેશાં ૨૦-૨૫ શેર અનાજ અને ઘાસ વિગેરે ખાય છે. અને જંગલી હાથીઓ જંગલનાં ઝાડ, મૂળ, છોડવા વિગેરે ખાય છે.

**જાતિ સ્વભાવ**—હાથીની યોગ્ય માવજત અને બરાબર બરદાસ કરવામાં આવે તો તે ઘણું કહ્યાગરૂં, સમજદાર અને શાંત, તથા માયાળુ પ્રાણી હોવાથી તેને જેટલી યુક્તિઓ શીખવવામાં આવે તેટલી શીખે છે, ને માલીક પ્રત્યે વફાદાર રહે છે. હાથીને પાણીમાં તરવું બહુ ગમે છે.

**ઉત્પત્તિ**—લંકા, આસામ અને પશ્ચિમ આફ્રિકામાં હાથીનાં ટોળેટોળાં જોવામાં આવે છે. તેમાંથી હાથીને યુક્તિથી પકડી લાવીને પાળવામાં આવે છે.

**ઉપયોગ**—રાજાઓ, અમીર ઉમરાવો, અને શ્રીમંત સરદારો તેના ઉપર અંબાડી મુકીને સ્વારી કરે છે. અત્યંત બળિષ્ટ હોવાથી લડાઈના કામમાં તે ઘણો જરૂરનો છે. જુના વખતમાં જ્યારે તોપો નહોતી ત્યારે શત્રુઓનું સૈન્ય હાથીઓના પગ તળે કચરાવી નાખતા વિગેરે.

### પાઠ ૧૮ મો.

**પ્રાણી અને વનસ્પતિના રંગ**—પ્રાણી અને વનસ્પતિના રંગ જુદા જુદા હોય છે તેનો સૌ કોઇ જાણે છે. પ્રાણીઓમાં કોઈ રાતાં, કાળાં, ધોળાં પીળચટાં, ભૂખરાં, રાખોડી, બદામી, તપખીરીઆ વિગેરે રંગનાં હોય છે. તેમ વનસ્પતિ પણ લાલ, પીળા, લીલા, ધોળા વિગેરે રંગની હોય છે પ્રાણીઓના રંગ. ( રહેઠાણ ઉપરથી. )

(૧) આફ્રિકામાં રખડતા સિંહો ભુખરા તપખારીઆ રંગના હોય છે (૨) અરબસ્તાનના રેતાળ પ્રદેશમાં રહેનારાં ઉંટોનો રંગ રેતીના જેવો પીળચટો ને બદામી હોય છે. ( ૩ ) ઉત્તરના મુલકમાં હમેશાં બરફ પડ્યો રહે છે જેથી ત્યાંનાં રીંછોનો રંગ બરફના જેવો સફેદ હોય છે. (૪) જંગલનાં સુકાં લીલાં ઝાડી ઝાંખરાંમાં રહેનાર વાઘોનો રંગ પીળા ચટાપટાવાળો હોય છે. આ ઉપરથી એમ સાબિત થાય છે કે પ્રાણીઓનો રંગ તેની આસપાસના પદાર્થના રંગને મળતા આવે છે. અને જે જે પ્રાણીઓ જે જે પદાર્થ તથા વનસ્પતિમાં નિવાસ કરે છે તેમનો રંગ તેજ પદાર્થ યા વનસ્પતિને મળતો આવે છે.

**રંગ બદલાય છે**—પાંદડાંપર રહેનારાં ઇયળાંઓનો રંગ લીલો હોય છે. પરંતુ તેમને લાકડાની પેટીમાં પુરવાથી લીલો રંગ મટી જઇને પીળો થાય છે. પરંતુ તે પ્રમાણે જંગલી પ્રાણીઓનો રંગ બદલાતો નથી.

કેટલાંક પ્રાણીઓ તથા ફુલોનો રંગ એવો સુંદર અને મનોહર લાગે છે કે તે માણસોનાં ચિત્તને આકર્ષી નાખે છે.

ફુલોનો રંગ ઘણોજ સુંદર અને ભપકાદાર હોય છે જેથી તેના રંગ અને સુગંધમાં લલચાઇને ભમરા, પતંગીઆ, મધમાખો વગેરે તમા

મુગ્ધ બની જાય છે. એવા સુંદર રંગો કરવાનું કારણ ફૂલોને પરિપકવ કરવાં તથા તેમાંથી નવા છોડો ઉત્પન્ન કરવાનું હોય છે.

## પાઠ ૧૯ મો.

## હૃદય અને લોહીનું ફરવું.

**હૃદય**—આપણા શરીરમાં છાતીની ડાબી બાજુએ હૃદય આવેલું છે. તેમાં **જમણું** અને ડાબું એવાં બે ખાનાં છે. હૃદય માંસના લોચાનું બનેલું છે ને તેનો આકાર શંકુ જેવો છે તથા તે આગળથી **ગોળ** અને પાછળથી **ચપટું** હોય છે દરેક માણસના હૃદયનું કદ તેની **મુઠી** જેવડું હોય છે. હૃદયના ડાબા ખાનાને મથાળે એક મોટો નળ છે તેને નાની નાની નળીઓ ( નસો, રક્ત વાહિનીઓ )જોડાએલી છે. તેમાંની કેટલીક તો આપણા માથાના વાળ કરતાં પણ પાતળી હોય છે.

**ધોરી નસ કે નાડી** હૃદયના ડાબા ખાનામાંનું સ્વચ્છ લોહી મોટા નળ મારફતે નાની નાની નળીઓ ( રક્ત વાહિનીઓ) મારફતે આખા શરીરમાં ફરી વળે છે. અને તે નળીઓ **ધોરી નસ** કે નાડી તરીકે ઓળખાય છે. ને તેથી ધબકારા થતા જણાય છે.

**અસ્વચ્છ લોહી** આપણા શરીરની ધાતુ એટલે શકિતનું તત્વ હમેશાં **ક્ષીણ** અને **તાજી** થાય છે. ક્ષીણ તત્વ લોહી અસ્વચ્છ કરેછે તે લોહી ઝીણી નળીઓ વાટે મોટી નળીમાં થઇને હૃદયના **જમણા** ખાનામાં જાય છે, તે લઈ જનારી ઝીણી નળીઓને **શિરાઓ** કહે છે. અસ્વચ્છ લોહીનો રંગ આસમાની હોવાથી શિરાઓ **પણ આસમાની** ( વાદળી ) રંગની દેખાય છે.

**અસ્વચ્છ લોહી સ્વચ્છ થાય છે**—હૃદયના જમણા ખાનામાંથી અસ્વચ્છ લોહી ફેફસાંમાં જાય છે. ને ત્યાં આપણા શ્વાસ દ્વારા

સ્વચ્છ હવાજ તેને સ્વચ્છ કરીને તેમાંનો મેલ આપણા ઉછ્વાસ સાથે ખેંચી લેઇ બહાર નીકળી જાય છે.

**નાડીના ધબકારા**—હૃદયના સંકોચાવાથી ને ફુલાવાથી ધબકારા થાય છે. મોટી નસોમાં પણ તેવાજ ધબકારા થાય છે. તદન તંદુરસ્ત માણસની નાડીમાં દર મિનિટે ૭૦ થી ૮૦ અને નાનાં બાળકોની નાડીમાં દર મિનિટે ૧૨૫ થી ૧૩૫ સુધી ધબકારા થાય છે. અને ધબકારાના ચલન વલનપરથી કુશળ વૈદ્ય કે ડાક્ટરો રોગની ચિકિત્સા કરે છે.

## પાઠ ૨૦ મો.

## જઠર અને પાચન ક્રિયા.

વરાળ યંત્રોને જેમ કોલસા વગર ચાલી શકે નહિં. તેમ આપણા શરીરને પણ ખોરાક વિના ચાલી શકે નહિં, શરીરને સુખી રાખવા તથા શરીરના ગરમી નિભાવી રાખવાને આપણે પુષ્ટિકારક ખોરાક લેવાની અગત્યતા છે.

કામ કરવાથી આપણા શરીરને ઘસારો લાગે છે તે શ્વાસ, પરસેવાને મળમૂત્ર દ્વારા શરીરની બહાર નીકળી જાય છે પણ તે ઘસારાની ખોટ પૂરી ન પાડીએ તો મરણ થાય. માટે આપણે ખોરાકથી તેની ખોટ પૂરવી જોઇએ.

ખોરાકનો ઉપયોગ—( ૧ ) શરીરથી ગરમી પેદા કરવાનો ( ૨ ) શરીરનો ઘસારો પૂરવાનો. ( ૩ ) શરીરને પુષ્ટિ આપવાનો

ખોરાકની જાત. ( ૧ ) લોટ અથવા પેજવાળા પદાર્થો જેમકે જાર, બાજરો, ઘઉં, મકાઈ, બંટી વિગેરે. ( ૨ )ચરબીવાળા અથવા તેલી પદાર્થો જેવા કે, ઘી. સાકર, ખાંડ, તેલ, ગોળ, બદામ,

શકરીયાં, બદામ વિગેરે—( ૩ )**માંસ ઉત્પન્ન કરનારા પદાર્થો** દૂધ વિગેરે. ( ૪ ) **હાડકાં બનાવનારા પદાર્થો**—મીઠું સિંધવ વગેરે.

**જઠર**—જઠર એ માંસના લોચાનું બનેલું છે. આપણે ખાધેલો ખોરાક એકદમ જઠરમાં પડે છે. ત્યાં તેમાંથી એક જાતનો રસ ઉત્પન્ન થાય છે. તે ખોરાક સાથે ઓગળી જઇને જઠર ઉપરની નાની નસોના છિદ્ર ચુસીને લોહીમાં ભળે છે. અને જે પદાર્થો જઠરમાં નકામા પડયા રહેલા હોય છે તે **મળ વાટે** બહાર નીકળી જાય છે.

ખોરાકનું એવી રીતે લોહી બની, શરીરમાં સઘળે ઠેકાણે વહે છે. તે લોહી શરીરના બધા ભાગોનું શકિત આપનારૂં તત્વ બનાવી તેમનો સમાર કરે છે.

## પાઠ ૨૧ મો.

## ઉનનાં અને સુતરાઉ વસ્ત્રો.

માણસને અગત્યની મુખ્ય બે ચીજો છે. ( ૧ )**ખોરાક અને** ( ૨ ) **વસ્ત્રો.**

**વસ્ત્રો ત્રણ પ્રકારનાં છે.** ( ૧ ) ઉનનાં, ( ૨ ) સુતરનાં ( ૩ ) અને રેશમનાં.

**ઊન**—ગરમ દેશોનાં બકરાં ઘેટાંઓનું ઊન જાડું અને ઠંડા દેશોનું ઉન ઝીણું હોય છે. આપણા દેશમાં કાસ્મીર તથા વિલાયતમાં ઇંગ્લાંડમાં ઝીણા ઉનવાળાં બકરાં થાય છે.

**ઊનનાં કપડાં** જાડા ઉનનાં કામળા, કાગળીઓ, ધાબળા વિગેરે અને પાતળા ઉનનાં બનાત, શાલ, ફલાલીન, વિગેરે સુંદર તથા મનોહર કાપડ બને છે. ટાઢના રૂતુમાં આપણે ઉનનાં કપડાંની ઘણીજ જરૂર હોય છે.

**ઊન શરીરના કોમળ ભાગોનું રક્ષણ કરે છે.**—શરીરમાં હૃદય, ફેફસા, જઠર, આંતરડાં વિગેરે નાજુક ભાગોને ટાઢથી બચાવવાને માટે ઊનનાં કપડાં પહેરવામાં આવે છે અને તે શરીરને હુંફાળું રાખે છે તથા ટાઢને દૂર કરે છે. ઊન પરસેવો ચૂસે છે જેથી મેલું બહુ થાય છે માટે વખતો વખત ઊનનાં કપડાંને ધોવરાવવાં.

**સુતરાઉ કપડાં**—ઘણી જાતનાં બને છે. સુતરઉપર જેમ જેમ વધારે કારીગરી લગાડવામાં આવે છે તેમ તેમ તેનું કાપડ ઉંચી જાતનું બને છે. જગન્નાથી, નેનસુખ, મલમલ વિગેરે ઘણી જાતનાં સુતરાઉ કાપડ બને છે. અને તે ઉનાળો, ચોમાસું, ને શિયાળો એ ત્રણે રૂતુમાં કામ લાગે છે.

**સુતરાઉ અને ઊનનાં કપડાંનો મુકાબલો.** સુતરાઉ કપડાંથી શરીરની ગરમી બહાર વહી જાય છે. ઉનનાં કપડાં ગરમી બહાર નીકળવા દેતાં નથી.

ઊનનાં કપડાંમાં પરસેવો ફેલાઇ જાય છે. અને વરાળ થઇ ઉડી જાય છે. પણ સુતરાઉ કપડાંમાં પરસેવો શરીર ઉપરજ રહીને શરદી વિગેરે ઉત્પન્ન કરે છે.

## પાઠ ૨૨ મો.

### સુતરનો વણાટ.

સુતર રૂમાંથી બને છે, અને તે કેવી રીતે બનાવવામાં આવે છે તે પાછળ પાઠ ૧૧ મામાં જણાવેલું છે. છતાં અત્રે તે સંબંધી ટુંક વિવેચન કરવામાં આવ્યું છે.

**રૂની ઉત્પત્તિ**—કપાસના છોડ ઉપરથી કાલાં વિણાવી, ફોલાવી તેમાંથી કપાસ કાઢે છે તેને ચરખામાં પીલી રૂ અને કપાસીઆ જુદા

પાડે છે. કપાસ લોઢવાના સંચા અમદાવાદ, સુરત, ભરૂચ વિગેરે ઘણે ઠેકાણે છે. અને તેમાં ખાંડી બંધ કપાસ પીલાય છે.

**રૂની ગાંસડી.**—રૂને પ્રથમ દાબી દાબીને તેનાં ઘોકણાં ભરે છે. તે ઘોકણાંને પ્રેસમાં દબાવી ગાંસડીઓ બાંધીને પરદેશ મોકલે છે.

**રૂ પીંજાય છે**—ગાંસડીમાંથી રૂ કાઢીને પીંજારાઓને પીંજવા આપે છે. તથા સંચાઓમાં પણ રૂ પીંજવામાં આવે છે. એટલે તેમાં ધુળ, કસ્તર નીકળી જાય છે. ને રૂ ચોક્ખું થાય છે.

પીંજેલા રૂનું રેંટીયા તથા સાંચાઓમાં **સુતર** કાંતવામાં આવે છે તે કાંતેલા રૂ. ને **સુતર** કહે છે. ને તે સુતરનાં મીલોમાં જુદા જુદી જાતનાં કપડાં વણાય છે.

**કાપડવણવાની સાળો.**—આપણા ઇલાકામાં ઘણે ઠેકાણે વણકરોને ત્યાં કપડાં વણવાની સાળો હોય છે. તેમજ ઇલાકાના કેદખાનામાં પણ સાળો છે ને તેમાં ઉંચી જાતનું સુતરાઉ કાપડ વણાય છે. સાડી, ખંડ, ધોતીઆં, ખાદી વિગેરે તેમાં તૈયાર થાય છે.

**કાપડ બનાવવાની મીલો**—મુંબાઈ, અમદાવાદ, ભરૂચ, સુરત, શોલાપૂર વગેરે શહેરોમાં ઘણી મીલો છે. તેમાં ઊંચી જાતનું કાપડ ઝપાટા બંધ તૈયાર કરીને આખા દેશને પૂરૂં પાડે છે. તથા લાખો માણસો તે મીલોમાં નોકરી કરી પોતાનું ગુજરાન ચલાવે છે.

## પાઠ ૨૩ મો.

## રેશમ અને રેશમનો વણાટ.

સાદાં શોભિતાં, મનોહર, સુંવાળાં, નરમ, ગરમ અને ભપકાદાર રેશમી કપડાં—રેશમમાંથી બને છે. ને તે રેશમ એક જાતના કીડાઓ બનાવે છે.

**રેશમની ઉત્પત્તિ**—રેશમની અસલ ઉત્પત્તિ ચીનમાંથી થઈ છે હાલ પણ ત્યાંથી આવતું રેશમ અમદાવાદ સુરત અને થાણામાં ખપે છે. તથાં ઇરાનથી આવતું રેશમ નાશકને પુનામાં જાય છે ને તેના-પર કારીગરી થાય છે. **રેશમ** કે હીર એ એક જાતનાં જીવડાંઓ બનાવે છે. તે પતંગીઆ કે કીડાની જાતનાં હોય છે રેશમ બનાવ-નાર જીવડું થોડો વખત સુસ્ત પડી રહીને પતંગીઆના જેવું પાંખ વાળુ બને છે. તે શેતુરનાં પાંદડાં ખાય છે. અને કરોળીઓ જેમ પોતાના શરીરમાંથી તાર કાઢે છે તેમ રેશમનો કીડો પણ તાર કાઢે છે. તેને કોશેટો કહે છે ને તેમાંથીજ રેશમ બને છે.

**કાચું રેશમ**—કોશેટાને ગરમ પાણીમાં બોળતાં અંદરનાં જીવડાં મરી જાય છે. એટલે હીર ઉતારી લેવામાં આવે છે ને તેનું કાચું **રેશમ** કહે છે.

સંચાઓમાં કાચા રેશમ ઉપર કારીગરી લગાડીને તેનું પાકું રેશમ કરવામાં આવે છે ને તેમાંના કપડાં બને છે.

**રેશમનો રંગ**—રેશમ મજબુત કર્યા પછી, તેમાંની ચીકાશ અને મેલ ધોઇ નાખીને દૂર કરે છે. પછી તેને લાલ, પીળા કીરમજી વગેરે જુદા જુદા રંગો ચડાવે છે.

**રેશમ વણવાનાં સાધનો**—આપણા દેશમાં મુખ્યત્વે કરીને લાકડાના સાળા પર હાથ વડે રેશમ વણવામાં આવે છે. પણ યુરે-પખંડમાં તો તે વરાળ યંત્રોથી ચાલતા લોખંડી સંચાઓમાં વણવામાં આવે છે

રેશમી કાપડમાં સુતર તથા કસબનો ભોગ કરવામાં આવે છે. કસબી કાપડ પણ રેશમની માફક ઘણું સુંદર અને કીમતી હોય છે.

# પાઠ ૨૪ મો.

## ખાંડ અને ગોળ.

આપણા દેશમાં બારબાડોઝ, ...માં **બીટ** નામે ગાજર જેવી વનસ્પતિમાંથી અમેરિકાની એક જાતના ઝાડના થડના રસમાંથી અને શેરડીમાંથી, મકાઇના કુમળા સાંઠામાંથી, જંગલી ખુ**જુરી** એક જાતના ઝાડ તથા નાળિએરી વિગેરેના રસમાંથી પણ ખાંડ બનાવવામાં આવે છે, પરંતુ બી... **માંથી** બનતી હજારો મણ ખાંડ આપણા દેશમાં આવે છે કે જેને આપણે **બોરસખાંડ** કહીએછીએ.

**ખાંડ બનાવવાની રીત**—જુદા જુદા દેશોમાં જુદી જુદી જાતની હોય છે. આપણા દેશમાં જે રીતે ખાંડ બનાવવામાં આવે છે. તેનું વર્ણન અત્રે કરેલું છે.

**બંગાળામાં ખાંડ બનાવવાની રીત**—શેરડીને કોલુમાં પીલી તેનો **રસ** લોઢાના તાવડામાં ઉકાળે છે. અને ચુનો, ખારો અગર **લલસરાની** રાખ તે ઉકળતા રસમાં નાખી તેનો મેલ કાપવામાં આવે છે. રસ જ્યારે ઘટ્ટ અને ગોળના રંગ જેવો બને છે એટલે તેને કાણાવાળા પીપમાં ભરીને તેના **ચીકાસ** કાઢી નાખે છે પછી મેલ ચુસી લેનાર અને સફેદી લાવનાર પદાર્થો ગોઠવેલી ગરણીમાં તે રસને ગાળે છે, ગાળવાથી તે નીચે પડી ઠરી જાય છે એટલે ખાંડ બને છે. તે રવાદાર પડતી હોય છે અને તેને બંગાળીખાંડ કહે છે.

**કોલ્હાપુરમાં ખાંડ બનાવવાની રીત**—શેરડીના રસને ખૂબ ઘટ્ટ થતાં સુધી ઉકાળીને પછી માટલામાં રેડે છે. તેમાં દેશી બા-

ઠરી જાય છે. કેટલેક દિવસે તેને બહાર કાઢી પાણીમાં ઓગાળી ઉકાળીને ચાસણી બનાવે છે. અને પછી લાકડાની ઘોડીઓ ઉપર મુકેલી વાંસની ટોપલીઓમાં કાઢી લે છે એટલે ખાંડ બને છે. એ ખાંડ પણ રાતી હોય છે.

**વસાહમાં ખાંડ બનાવવાની રીત**—શેરડીના રસને જાડો થતાં સુધી ઉકાળીને લાકડાની ઘોડી પરના કાણાવાળા વાસણમાં રેડી ટપકવા દે છે, ઘોડી નીચે માટલું હોય છે તેમાં એ રસ પડે છે. તે માટલાના મોં પર લીલ લગાડી તેનું મો બંધ કરી, તેના પર પાણીની છાલકો મારે છે, અને ઉપર ઢાંકણું ઢાંકી દે છે. ચોથે દહાડે લીલ કાઢી લેઇ તેના ઉપર એક બે તસુ જાડો ખાંડનો થર બાઝેલો હોય છે તે ઉઝરડી લે છે. એવી રીતે દશેક વખતે કરે છે. એટલે માટલામાંની બધી ખાંડ તૈયાર થઇ જાય છે તેને તડકે સુકવે છે અને કચરીને ભાગી નાખે છે એટલે તે વેચવા લાયક તૈયાર થાયછે.

**પરદેશથી આવતી ખાંડ ઉજળી હોય છે**—કારણ કે રાતી ખાંડને ગરમ પાણીમાં ઓગાળાને તેમાં ચુનો મેળવે છે પછી તે રસ ચોવડા કપડામાંથી ગાળી કાઢે છે. અને તેને કોલસામાં થઇને વહેવા દે છે, એટલે તેમાંથી ચોકખો રસ નીચે ટપકે છે. તે રસને તાવડામાં નાંખી ઉકાળે છે, અને જાડો થતાં મોટા નળા-માં રેડે છે, પછી તે ટાઢો પડે છે એટલે રસી નીચે નીકળી જાય છે અને નળીમાં ઉજળી ખાંડ રહી જાય છે.

**ગોળ**—શેરડી પાકયા પછી તેના સાંઠાનાં મુળ તથા પુછડી-ઓ કાપી નાખી વચ્ચેના રસવાળા ભાગના કકડા કરી ---

-ખાણી પીલે છે. કોલુ નીચે વાસણુ હોય છે તેમાં રસ એકઠો થાય છે અને કુચા બહાર પડે છે. રસને કપડાથી ગાળી ચુલાપર ચઢાવેલા લોઢાના મોટા તાવડામાં રેડીને ઉકાળે છે. ખુબ ઘાડો થયે તેમાં ચુનો, ખારો વગેરે પદાર્થો નાખી મેલ કાઢી નાખે છે પછી એ સ્વચ્છ રસને ઠારે છે, એટલે તેના ભીલા બંધાઈ જાય છે. અગર તાવડામાંથી ઉતરતો રસ માટલામાં રેડી ઠારે છે, જેથી તે માટલામાં જામી જઇને ગોળ બને છે તે માટલાં વેચવામાં આવે છે.

---

## વ્યાકરણ.

૧ વાક્ય—એક કે એકથી વધારે શબ્દોથી બોલનારનો કહેવાનો ભાવાર્થ સંપૂર્ણ સમજી શકાય છે તે જેમકે—મનસુખ ભણે છે, ગાય ચરે છે, ઘોડો દોડે છે. વિગેરે.

વાક્યના બે ભાગ—(૧) જેને માટે કાંઇ કહેવામાં આવ્યું હોય તે અથવા ઉદ્દેશ્ય. (૨) જે કહેવામાં આવ્યું હોય તે (વિધેય) જેમકે રોટલી ખાધી. રમણ રડ્યો, ઢોર ગર્યા, કાગડો ઉડ્યો. એમાં મોટા અક્ષરોવાળા શબ્દો ઉદ્દેશ્ય અને નાના અક્ષરોવાળા શબ્દો વિધેય છે.

૨ નામ—જે શબ્દથી કોઈ પણ પ્રાણી, પદાર્થ અને ગુણ વિગેરે ઓળખી શકાય તે નામ છે, સુરત; ભરૂચ, કડી; કપડવંજ વિગેરે માણસોના નામ, રોટલી, ચોપડી, લાકડું, ઘી વગેરે પદાર્થોના નામ, ખારૂં, ગળ્યું, કડવું, તીખું વિગેરે સ્વાદના

**( ગુણનાં )** **નામ**, અને ગામ, બળદ, પોપટ, ચકલી વિગેરે **પશુ પંખીઓનાં નામ**–તે બધાં **નામ** કહેવાય એટલે જે શબ્દો વડે પ્રાણી, પદાર્થ, ગામ, ગુણ વિગેરે ઓળખી શકાય છે તે બધાં નામ કહેવાય છે.

### ૩ ક્રિયાપદ.

જે શબ્દથી કોઇ પણ જાતનું કામ કરેલું જણાય, તે શબ્દને **ક્રિયાપદ** કહે છે. ક્રિયાપદ એટલે 'ક્રિયા બતાવનારો શબ્દ' જેમકે—રાધા **જમી**, મોચી **સુતો**, ઉંદર દોડ્યો, એમાં જમી, સુતો, દોડ્યો એ શબ્દો ક્રિયાપદ સમજવા.

**ક્રિયાપુર્ક**—૧ ઇદુએ ભર્યું. ૨ સુથારે ઘડયું. ૩ વાઘે ફાડી ખાધું. ૪ રામ ગયો, આ પ્રમાણે બોલવાથી વાકયનો અર્થ પુરેપુરો સમજાતો નથી. માટે અધુરા શબ્દો ઉમેરીને નીચે પ્રમાણે વાકયો ગોઠવ્યાં.

| | |
|---|---|
| ૧ ઇદુએ **ઝભલું** ભર્યું. | ૨ સુથારે **હળ** ઘડયું. |
| ૩ વાઘે **હરણ** ફાડી ખાધું. | ૪ રામ **વનમાં** ગયા. |

એ પ્રમાણે બોલવાથી વાકય પરિપૂર્ણ થાય છે. અને ક્રિયાના અર્થ બરાબર સમજાય છે, ઝભલું, હરણ, હળ, **વનમાં** એ **શબ્દો** ઉમેરવાથી ક્રિયાના અધુરા અર્થ પુરા થાય છે.

આ શબ્દો નામ છે ને તે **ક્રિયાપુરક** કહેવાય છે. નીચેના **વાકયોમાંથી ઉદ્દેશ્ય, વિધેય, ક્રિયાપદ ક્રિયાપુરક** તથા **નામ જુદાં** કરી આપો.

(१) લોભીઓ લોભથી મુઓ. (૨) દરેક માણસે રાજભક્ત થવું. (૩) વિજયસીંગ વફાદાર હતો. (૪) મરેઠાએ સુરત લુટયું.

## ૪. સર્વનામ.

નામને બદલે લખવામાં તથા બોલવામાં જે શબ્દોનો ઉપયોગ કરવામાં આવે છે તે **સર્વનામ** કહેવાય છે. જેમકે હું જવુંછું, તું બેસીજા. તે ગામ ગયો, વિગેરે હું, તું, તે, આપણ, આપ, પોતે, કોણ, શું, કયો, જે એ બધાં સર્વનામો છે.

## ૫. વિશેષણ.

જે શબ્દોથી કોઇપણ વસ્તુના ગુણ અને સંખ્યા જણાઇ આવે તે **વિશેષણ** કહેવાય છે. જેમકે **રાતી** ગાય દોડી. **લાલ** ઘોડો ચરે છે. ત્રણ બંદુકો પડી છે, તે પંદર રૂ. માગે છે ગોળ **ગળ્યો** છે. આમલી **ખાટી** છે. એમાં રાતી, લાલ, ત્રણ, પાંચ, ગળ્યો, ખાટી એ બધાં વિશેષણ છે.

## ૬ અવ્યય.

જે શબ્દોના રૂપમાં કાંઈપણ ફેરફાર થતોજ નથી અને બધે ઠેકાણે મૂળનાજ શબ્દો વપરાય છે તે અવ્યય કહેવાય છે. જેમકે— અને, તથા, કે, ઉપર, નીચે, પણ, જ્યાં, ત્યાં, ક્યાં, વળી, ઠીક, કદી, જેમ, તેમ એ બધાં અવ્યયો છે.

## ૭ ઉદ્દેશ્ય વર્ધક.

ઉદ્દેશ્ય—જેને ઉદ્દેશીને કહેવામાં આવ્યું હોય તે વર્ધક વધારો કાળીગાયે રમણને પાડ્યુ મારી, બળવાન જયશિખરી પણ

બહાદુર હતો. એમાં ગાય, અને **જયશિખરી** એ બે ઉદ્દેશ્ય છે. તથા કાળી અને **બળવાન** એ બે તેનો વધારો કરે છે માટે તે ઉદ્દેશ્યવર્ધક કહેવાય છે.

### ૮. વિધેય-વર્ધક.

લાલ બળદે ચંદુને લાત મારી, ને ઘણી ઝડપથી દોડી થયો બળવાન જયશિખરી એ બહાદુરીથી શત્રુ સૈન્ય કાપી નાખ્યું. એમાં 'ઘણી ઝડપથી અને **બહાદુરીથી** એ શબ્દો **વિધેય વર્ધક** છે.

વ્યાકરણ કરાવતી વખતે નીચેનાં પાંચ ખાનાંનો ઉપયોગ કરવો. (૧) વાક્ય. (૨) ઉદ્દેશ્ય વર્ધક. (૩) ઉદ્દેશ્ય (કર્તા) (૪) ક્રિયાપદ (૫) વિધેય વર્ધક.

---

# ભૂગોળવિદ્યા.

## હિંદુસ્તાનનું સામાન્ય વર્ણન.

આપણા દેશનું નામ હિંદુસ્તાન અથવા ભરતખંડ છે. આપણા રાજા નેકનામદાર શહેનશાહ પાંચમા જ્યોર્જ છે. અને તેમના તરફથી આપણા ઉપર ગવર્નર જનરલ (વાઇસરાય) રાજ્ય ચલાવે છે.

એશિયાખંડની દક્ષિણે ત્રણ મોટા દ્વીપકલ્પ છે તેમાં સૌથી મોટો અને વચલો દ્વિપકલ્પ આપણો દેશ ભરતખંડ છે.

**સીમા–ઉત્તરે–હિમાલય, કારાકોરમ ને હિં પર્વતો**

આવેલા હોવાથી કોઇપણ પરદેશી પ્રજા એકદમ હિંદમાં ચઢાઇ કરવાને ઉત્તર તરફથી આવી શક્તી નથી. **પશ્ચિમે** અફઘાનિસ્તાન અને ઇરાનના પહાડી પ્રદેશોને અરબી સમુદ્ર **દક્ષિણે** હિંદી મહાસાગર, **પુર્વે** ચીન, બંગાલાનો ઉપસાગર ને હીંદી ચીન છે.

**વિભાગ** આપણો દેશ ત્રિકોણાકાર છે. અને તેનો મધ્ય ભાગમાં વિંધ્યાચળ પર્વત આવેલો હોવાથી આખા દેશનો ભાગ પડે છે ઉત્તરવિભાગને **હિંદુસ્તાન** અને દક્ષિણના ભાગને દક્ષિણ કહે છે.

**ક્ષેત્રફળ** આપણા દેશનું ક્ષેત્રફળ આપણા મુંબાઇ ઇલાકા કરતાં ૧૦ ગણું અને કાઠિયાવાડ કરતાં ૬૬ ગણું છે ઉત્તરે કાશ્મિરથી દક્ષિણે કન્યાકુમારી સુધી લંબાઇ ૨૦૦૦ માઇલ અને પૂર્વ છેડાથી બલુચીસ્તાન પશ્ચિમ છેડા સુધીની પહોળાઇ ૨૫૩૦ માઇલ છે.

**ઉચ્ચ પ્રદેશ–(ઉંચાણવાળા ભાગ**) (૧) હિમાલયની તળેટીનો ઢળતો પ્રદેશ, (૨) મધ્ય હિંદુસ્તાનનો ઉંચો પ્રદેશ અને (૩) દક્ષિણનો ઉચ્ચ પ્રદેશ.

**નિચાણના ભાગ**—(૧) ગંગાનું મેદાન. (૨) અરવલ્લીની પશ્ચિમનું રેતીનું રણ. (૩) સિંધુનું રેતાળ મેદાન. (૪) બ્રહ્મપુત્રા નદીની પર્વતોમાં આવેલી ખીણો. (૫) નર્મદા નદીની ખીણ. (૬) પૂર્વ કિનારાનું મેદાન અને (૭) પશ્ચિમ કિનારાનું મેદાન.

**પર્વતો ઉત્તર તરફના–હિમાલય, શિવાલીક, કારાકોરમ અને હિંદુકુશ** તેમાં હિમાલય પર્વત ૧૫૦૦ માઇલ લાંબો અને ૨૨૦ માઇલ પહોળો છે. આખી દુનિયામાં તે મોટામાં મોટો પર્વત છે. તે અહર્નિશ બરફથી ઢંકાયલો રહે છે. ગૌરીશંકર અથવા એવ-

રેસ્ટ, ધવલગીરી, કાંચનગંગા, જમ્નોત્રી, ગંગોત્રી અને કૈલાસ એ તેનાં શિખરો છે. હિમાલયની દક્ષિણે તેરાઇ નામના ઘાડ જંગલ છે તેનાં હવા પાણી ઘણાં ખરાબ છે. અને ત્યાં ફાડીખાનારાં પ્રાણીઓ બહુ રહે છે. **પશ્ચિમતરફ—હાલ** અને **સુલેમાન** પર્વત **પુર્વ તરફ—આસામ** અને આરાકાનના ડુંગરો તથા મધ્ય ભાગમાં—**અરવલ્લી, આબુ.** વિંધ્યાચળ, કેમુરના ડુંગરા સાતપુડા, **સહ્યાદ્રિ** નીલગિરિ, પૂર્વઘાટ, અને **પાલની** પાલઘાટ, અનમલાઇ, કારડે મમ વિગેરે પર્વતો આવેલા છે. તથા હિમાલયને પૂર્વ છેડે પતકાઈ પર્વત અને આસામમાં નાગા, ખાસ્યા તથા ગારો ડુંગરો આવેલા છે.

**હિંદુસ્તાનમાંથી જવા આવવાના માર્ગ.** બલુચિસ્તાનના રસ્તાપર **બોલન ઘાટ** અફઘાનિસ્તાનના રસ્તા પર પેશાવરની પશ્ચિમે **ખૈબરઘાટ** કાશ્મીર તરફ **કારાકોરમ** ઘાટ અને સિકીમ થઈને તિબેટ જવાના રસ્તાપર **જેલાપલા ઘાટ,**

**મેદાન**—હિમાલય અને દક્ષિણનો ઉચ્ચ પ્રદેશ એ બેની વચ્ચે ખાસ્યા ડુંગરથી સુલેમાન પર્વત સુધી મોટું ફળદ્રુપ મેદાન આવેલું છે. તેમાં સિંધુ, ગંગા, ને બ્રહ્મપુત્રા એ મોટી નદીઓ વહે છે **નદીઓ** સીંધુ સતલજ, ગંગા, જમના, બ્રહ્મ પુત્રા, ઇરાવતી, તુંગભદ્રા, તાપી, મહી, કૃષ્ણા, કાવેરી, ગોદાવરી, જેલમ, ચીનાબ, રાવી, બીઆસ, ચંબલ સિંધુ, બટવા, મહા, ગોમતી, ગંડકી, ગોગ્રા કુશી કૌશિકી, મંજીરા, પેન ગંગા, વર્ધા, વેનગંગા, વાસણા વિગેરે.

સિંધુ, ગંગા, અને બ્રહ્મ પુત્રા, એ ત્રણ મોટી નદીઓ હિમાલયમાંથી વરસાદનું પાણી સમુદ્રમાં ખેંચી જાય છે. સિંધુ નદીને

સિંધમાં કાબુલ, જેલમ, ચીનાબ, રાવી, બીઆસ ને સતલજ એ નદીઓ મળે છે ત્યારે તેમાં અથાગ જળ થાય છે ને સિંધમાં તેને મીઠો મેરામણ ( મીઠો સમુદ્ર ) કહે છે.

ગંગા, જમના, ગોદાવરી, નર્મદા, એ નદીઓને હિંદુ લોકો પવિત્ર તિર્થ તરીકે માને છે.

**સરોવર**—કાશ્મિરમાં વુલર, કૈલાસ શિખરમાં રાવણ હ્રદ અને માન સરોવર ગોદાવરીને કૃષ્ણાના મૂખ વચ્ચે કોલર સરોવર પૂર્વ કિનારા પર ચિલ્કા ને પુલીકટ અને રજપુત સ્તાનમાં ખારા પાણીનું સાંભર સરોવર. **ટાપુઓ** લંકા, લક્ષદ્વીપ, માલદ્વીપ, એડન, પીરમ, આંદામાન, નિકોબાર.

**અખાત**—બ્રહ્મદેશને દક્ષિણ કિનારે માર્તાબાનનો અને હિંદની દક્ષિણે મનારનો અખાત **ભૂશિરો** પલમાયરા ઓરિસ્સીના કિનારા ઉપર કન્યાકુમારી હિંદની દક્ષિણે તથા નિગ્રેસભુશીર **સામુદ્ર ધુની**. પાકની—સિલોનને હિંદથી જુદો પાડે છે. **મુખ્ય બંદરો** સિંધમાં કરાંચી, મુંબાઈ ઇલાકામાં મુંબઈ, કારવાર વિગેરે પૂર્વ કિનારાપર મદ્રાસ, મચ્છલીપટ્ટણ વિગેરે બંગાળામાં કલકત્તા અને બ્રહ્મ દેશમાં રંગુન વિગેરે ઘણાં બંદરો આવેલાં છે.

**કિનારા**—હિંદના પૂર્વ કિનારાના દક્ષિણ ભાગને કોરોમાંડલ કિનારો અને પશ્ચિમ કિનારાના દક્ષિણ ભાગને મલબાર કિનારો કહેછે.

**આબોહવા**—આ દેશની આબોહવા ત્રણ પ્રકારની છે ( ૧ ) ભેજવાળી અને શિયાળા અને ઉનાળાના ઉષ્ણ માનમાં

**બહુ ફેર નહિ એવી હવા.** ત્રાવણકોર, મલબાર અને બ્રહ્મદેશના કિનારાપર જોવામાં આવે છે. ( ૮ ) **સુકી હવા અને શિયાળામાં અતિશય ઠંડી તથા ઉનાળામાં અતિશય ગરમી એવી હવા** પંજાબ અને સિંધમાં જોવામાં આવે છે. ( ૩ ) **અતિશય વરસાદવાળી હવા** આસામના ઉંચા ડુંગરો અને કારવારના કિનારા પાસેના ડુંગરો મોસમના ભેજવાળા પવનોને અટકાવી, ઠારી ભેજ લઇ લે છે જેથી ત્યાં વધારે વરસાદ પડે છે.

**વરસાદ**—થરનું રણ અને તેની નજીકનો પંજાબનો ભાગ, કચ્છ, સિંધ અને રજપુતાનાનો મુલક એમાં વરસાદ બહુજ ઓછો પડે છે. તે શીવાયનાં સ્થળોમાં વરસાદ થોડો ઘણો પડે છે. અને વધારેમાં વધારે વરસાદ મહાબલેશ્વર અને આસામમાં ચેરાપુંજીમાં પડેછે.

**વનસ્પતી અને જાનવરો**—સાગ, નાળીએરી, તાડનાં ઝાડ. ઝાડ, સાલ, સુખડ, દેવદાર, ઇંડિઆ રબર, વડ, પીપળ, આમલી, લીમડા, સીસમ, વાંસ વિગેરે ઝાડો હિંદમાં ઘણા ભાગોમાં જોવામાં આવે છે. અને વાઘ, ચિત્તા,—જંગલી બિલાડા, રીંછ, દીપડાં, વરૂ, શિઆળ, ડુક્કર, વાંદરાં, અનેક જાતનાં હરણો, વિગેરે જંગલી જાનવરો. ગીરના જંગલોમાં સીંહ બ્રહ્મદેશ, સીલોન વિગેરેમાં હાથી ગેંડાં સીંધમાં જંગલી ગધેડાં અને ગાય, ભેંસ, બળદ, બકરાં, ઘોડા. ઉંટ, કુતરા વિગેરે સ્થળે સ્થળે જોવામાં આવે છે.

**વસ્તી**—ઇ. સ. ૧૯૧૧ ની ગણતરી પ્રમાણે હિંદના સા-

રાજ્યની વસ્તી ૩૧૬ કરોડની છે. એટલે તે આખી પૃથ્વીનો છઠ્ઠો ભાગ, અને મુંબાઈ ઈલાકાની વસ્તીથી ૮ ગણી છે.

**જાતો**—કોલેરીઅનો, દ્રાવીડો, આર્ય, મોગોલ, મુસલમાન, પારસી, યાહુદી, ખ્રિસ્તી વિગેરે જાતો હિંદના જુદા જુદા ભાગોમાં વસી રહી છે.

**ભાષાઓ**—સંસ્કૃત, હિંદી, બંગાલી, બ્રહ્મી, મરાઠી, ગુજરાતી, અંગ્રેજી, સિંધી, કચ્છી, તામીલ, કાનડી, ગોંડ વિગેરે ભાષાઓ જુદા જુદા ભાગોમાં બોલવામાં આવે છે.

**ધર્મ**—હિંદુ, પારસી, ઇસલામી, ( મુસલમાની ) બૌદ્ધ, અને ખ્રિસ્તી છે.

**ધંધો**—નોકરી, ખેતી, વણાટ, શેત્રંજી, કીનખાબ, સોનેરી અને રૂપેરી કામનો, સોના, રૂપા, હાથીદાંત અને સુખડનું કોતરકામ તથા મલમલ અને જવાહીરના દાગીના બનાવવાનું કામ વિગેરે.

**ખનીજ**—**કોયલા** બંગાળા, આસામ, મધ્યપ્રાંત, અને મદ્રાસમાંથી. **લોખંડ** આખા હિંદમાં. **કેરોસીન** બ્રહ્મદેશમાંથી, **મીઠું** પંજાબમાંથી, **કલાઈ** ટીનાસરીમમાંથી, **સોનું** મ્હેસુરમાંથી. **તાંબુ ને સીસું** બંગાળામાંથી, **હીરા** ગોવળકોંડામાંથી, **માણેક** ઉપલા બ્રહ્મદેશમાંથી, **અબરખ** છોટા નાગપુર અને બહાર પ્રાંતમાંથી, **પ્લંબેગો** ત્રાવણકોરમાંથી અને **મેંગેનીઝ** મદ્રાસ તથા ગુજરાતમાંથી નીકળે છે.

**ખેતીની નિકાશ**—ઘઉં, ચોખા, જાર, બાજરી, ચણા, તુવેર, કઠોળ વિગેરે અનાજ, તલ, દીવેલો, ચરસવ, અળશી વિગેરે.

**તેલી બીઆં**—રૂ, શણ, ઉન, રેશમ વિગેરે રેસા ગળી, કોસંબ વિગેરે રંગ અને સીકોના, તમાકુ, અફીણ, ગાંજો, ચા, કાફી વીગેરે કેફી પદાર્થો.

**વેપારનો માર્ગ**—( ૧ ) બી. બી. એન્ડ સી. આઇ. ઇ. રેલવે. ( ૨ ) જી. આઇ. પી. રેલવે. ( ૩ ) નોર્થ વેસ્ટર્ન રેલવે. ( ૪ ) ઇસ્ટ ઇંડિઅન રેલવે. (૫) ગ્રેટ ઇંડિઅન પેનિન્શ્યુલર રેલવે અને ( ૬ ) સુધર્ન મરાઠા રેલવે વિગેરે રેલવે માર્ગ, આગબોટના દરિયાઇ માર્ગો અને કાચી પાકી સડકો વિગેરે.

**પોસ્ટઅને ટેલિગ્રાફ**—એક ગામથી બીજે ગામ જલદીથી સંદેશા પહોંચાડવા માટે સરકારે તાર ઑાફીસો ખોલેલી છે. દરેક પોષ્ટ ઓફીસ સાથે તારનો સંબંધ જોડી દીધેલો છે. અને હિંદના છેક ગામડામાં ટપાલ વહેંચાય છે.

## હિંદુસ્તાનનું રાજ્યતંત્ર.

( ૧ ) આપણા હિંદુસ્તાન ઉપર યુનાઇટેડ કિંગડમના રાજા અને હિંદના શહેનશાહ મહારાજા પાંચમા જ્યોર્જ રાજ્ય કરે છે. તેમના તરફથી હિંદમાં એક પ્રતિનીધી રહે છે. તેને વાઇસરાય કે ગવર્નર જનરલ કહે છે.

(૨). આ વાઇસરાય. ( ગવર્નર જનરલ.) શહેનશાહ તરફથી હિંદનો બધો રાજવહીવટ ચલાવે છે. ને તેમના પર એક હિંદી

પ્રધાન (સેક્રેટરી ઑફ સ્ટેટ) ની દેખરેખ રહે છે. આ પ્રધાનની મંજુરી સિવાય વૅાયસરાયથી કોઈ પણ ભારે કામ થઇ શકતું નથી.

(૩). એ **હિંદી પ્રધાન સલાહકારી મંડળીની** (કાઉન્સીલ ઑફ ઇંડિયા) ની સલાહ મુજબ હિંદનું દરેક જાતનું કામ વિલાયતમાં રહીને સંભાળે છે.

(૪). હિંદી પ્રધાન, વાઇસરાય, હિંદી સેનાપતી, મુંબાઇ, મદ્રાસ, અને બંગાળાના ગવર્નરો, હાઈકોર્ટના જડજો, અને ગવર્નરની કારોબારી સભાના સભાસદની નીમણુંક શહેનશાહ જાતે કરે છે.

(૫). વાઇસરાયને મદદ કરવા માટે બે સલાહકારી મંડળો (કૌંસીલો) છે. (૧) **કારોબારી સભા** અને (૨) **ધારા સભા.**

(૬) કારોબારી સભા—(રાજકારભાર ચલાવનારી મંડળી.) ૮ **સભાસદ. હિંદી, સેનાપતિ,** અને **વાઇસરાય એ** દસની બનેલી છે. આ સભામાં મત મેળવીને રાજ્યનું કામકાજ ચલાવવામાં આવે છે. પરંતુ પ્રસંગોપાત વાઇસરાય પોતાને યોગ્ય લાગે તે પણ કરી શકે છે.

૭. **ધારાસભા.** (કાયદા બાંધનારી મંડળી) આ સભામાં કારોબારી સભાસદો ઉપરાંત વાઇસરાયના નીમેલા ૩૦ સરકારી અમલદારોમાંના ૨૮, અને સરકારી અમલદાર સીવાયના ૭ મળીને કુલ ૭૦ સભાસદો છે.

૮. વાયસરાયના હાથ નીચે લેફ્ટેનેન્ટ ગવર્નરો ઇલાકાવાર ગવર્નરો અને ચીફ કમિશનરો હોય છે.

(૧). પંજાબ, બ્રહ્મદેશ, બાહાર અને ઓરિસ્સા તથા સંયુક્ત પ્રાંતોમાં લેફ્ટેનેન્ટ ગવર્નર છે.

(૨). મદ્રાસ, મુંબાઇ, અને બંગાળા ઇલાકામાં ગવર્નર છે.

(૩). આસામ મધ્યપ્રાંતો, સરહદપરનો વાવ્ય પ્રાંત, અજમેર, કુર્ગ, આંદામાન, નિકોબાર અને બલુચિસ્તાનમાં કમિશ્નર છે,

૯. ઇલાકાના ગવર્નરોને પણ વાઇસરાયની માફક બે સભા હોય છે. પણ તેમાં મેમ્બરો થોડા હોય છે.

૧૦. લેફ્ટેનન્ટ ગવર્નરને ફક્ત ધારાસભા હોય છે. અને ચીફ કમિશનર પોતાનાં સર્વત્ર કામો જાતેજ ચલાવે છે.

૧૧. ઇલાકાના પ્રાંતો અને પ્રાંતના જીલ્લાઓ પાડી નાંખીને દરેક પ્રાંતના બે ચાર જીલ્લાઓના વિભાગ બનાવવામાં આવ્યા છે. દરેક વિભાગના ઉપરી કમિશ્નર કહેવાય છે. ને તેમના હાથ નીચે જીલ્લાના કલેક્ટરો હોય છે. આપણો ગુજરાત પ્રાંત ઉત્તર વિભાગમાં ગણાય છે.

૧૨. પ્રાંતોના ભાગ જીલ્લા છે. જીલ્લાનો ઉપરી અમલદાર માજીસ્ટ્રેટ અને કલેક્ટર કહેવાય છે, કારણ કે તેનું કામ જીલ્લામાં સલાહશાંતિ રાખવાનું તથા રહેસુલ ઉઘરાવવાનું છે.

રેગ્યુલેશન ડિસ્ટ્રિક્ટ—જે સુધરેલા અને કેળવાયલા જીલ્લાઓ પર ઠરાવેલા કાયદા કાનુન પ્રમાણે અમલ ચલાવવામાં આવે છે તે

રેગ્યુલેશન ડિસ્ટ્રીકટ કહેવાય છે. જેમ કે અમદાવાદ, ભરૂચ, સુરત, થાણા વિગેરે.

**નોન રેગ્યુલેશન ડિસ્ટ્રક્ટ**—જે જીલ્લાઓ કેળવણીમાં પછાત છે અને જ્યાં અંગ્રેજી અમલ તાજોજ છે, ત્યાં ઉપરી અધિકારીને વિવેક બુદ્ધિથી વર્તવાની છુટ આપવામાં આવે છે. અને તેનો ઉપરી અધિકારી ડેપ્યુટી કમીશનર કહેવાય છે, હાલ સિંધ પ્રાંત અને જ્યાં જ્યાં ચીફ કમિશનરો મુખ્ય સત્તાધિકારી છે ત્યાં ત્યાં બધે નો૦ રે૦ ડિ૦ કહેવાય છે.

## દેશી રાજ્યોના રાજતંત્ર.

હિંદુસ્તાનનો ⅓ ભાગ દેશી રાજાઓના હાથ નીચે છે. મોટાં દેશી રાજ્યોમાં અંધાધુંધી ન ચાલે તેની તપાસ રાખવાને એક બ્રિટિશ અમલદાર રહે છે ને તેને રેસિડેન્ટ કહે છે.

પાસે પાસેનાં નાનાં નાનાં રાજ્યોના સમૂહ વચ્ચે એક બ્રિટિશ અમલદાર રહે છે તેને **એજન્ટ ટુ ધી ગવર્નર જનરલ** કહે છે.

ઇલાકાને લગતાં દેશી રાજ્યોમાં ઇલાકાનો ગવર્નર પોતે એક અમલદાર પોતાની તરફથી રાખે છે. તેને **એજન્ટ ટુ ધી ગવર્નર** કહે છે.

---

* શિક્ષકોએ રાજકીય ભૂગોળ વિદ્યાર્થીઓને સારી રીતે સમજાવવી.

# હિંદમાં અંગ્રેજી મુલકના રાજકીય વિભાગ.

| ભાગનું નામ. | મુખ્ય અધિકારી. | મુખ્ય શહેર. |
|---|---|---|
| ૧ મુંબાઇ ઇલાકો. (એડન, પીરમ, સેકોટ્રા સાથે.) | ગવર્નર | મુંબાઇ. |
| ૨ મદ્રાસ ઇલાકો. (લક્ષદ્વીપ સહીત.) | ગવર્નર | મદ્રાસ, |
| ૩ કુર્ગ, | ચીફ કમિશનર | મર્કારા. |
| ૪ આંદમાન ને નિકોબાર. | ચીફ કમિશનર | પોર્ટ બ્લેર. |
| ૫ બ્રહ્મદેશ. | લેફ્ટેનેન્ટ ગવર્નર | માંડલે. |
| ૬ આસામ. | ચીફ કમિશનર | સીલહટ. |
| ૭ બંગાળા ઇલાકો. | ગવર્નર | કલકત્તા. |
| ૮ બહાર ને ઓરિસા. | લેફ્ટેનેન્ટ ગવર્નર | પટણા, કટક. |
| ૯ આગ્રા અને અયોધ્યાના સંયુકત પ્રાંતો. | " | અલાહબાદ- |
| ૧૦ પંજાબ. | " | લાહોર. |
| ૧૧ વાયવ્ય સરહદના પ્રાંત, | ચીફ કમીશનર તથા એજંટ ટુ ધી ગવર્નર | પેશાવર |
| ૧૨ બલુચિસ્તાન. | ચીફ કમિશનર. | કવેટા |
| ૧૩ અજમેર ને મેરવાડા. | ચીફ કમિશનર | અજમેર. |
| ૧૪ મધ્ય પ્રાંતોને વરાડ. | ચીફ કમિશનર | નાગપુર. |

હિંદની રાજ્યવ્યવસ્થા ચલાવવાને સુગમતા પડે માટે ખાલસા મુલકના ઉપર પ્રમાણે ચૌદ ભાગ પાડવામાં આવ્યા છે. તેમાં પ-

હેલો ભાગ (મુંબાઇ ઇલાકો) ચોથા ધોરણમાં ચલાવવામાં આવે છે જેથી તેની તમામ હકીકત અત્રે આપવામાં આવી છે. અને બાકીના ૧૩ ભાગોનું વર્ણન પાંચમા ધોરણની નોટમાં ખુલાસાવાર કરવામાં આવશે.

## મુંબાઇ ઈલાકો.

ત્રીજા ધોરણમાં ગુજરાત પ્રાંતની ભૂગોળ શીખી ગયા છો તે ઉપરથી તમે સારી રીતે સમજી શકયા હશો કે ' ગુજરાત પ્રાંત ' એ મુંબાઇ ઇલાકાનો એક ભાગ છે. અને ગુજરાત જેવા ચાર પાંચ પ્રાંત મળીને મુંબાઇ ઇલાકો થએલો છે.

**સીમા**—વાયવ્ય, ઉત્તર, અને ઇશાન બાજુએ બલુચિસ્તાન, પંજાબ, અને રજપૂતસ્તાન, પૂર્વે સરહદપર મધ્ય હિંદનાં દેશી રાજ્યો મધ્ય પ્રાંતો અને નિઝામનું રાજ્ય. દક્ષિણે મદ્રાસ ઇલાકો ને મ્હેસુર તથા પશ્ચિમે અરબીસમુદ્ર.

**પહાડો**—સિંધની પશ્ચિમ સરહદપર હાલાપર્વત, પૂર્વની સરહદપર વિંધ્યાચળ અને સાતપુડા દક્ષિણે સહ્યાદ્રિ પર્વત પશ્ચિમ ઘાટના નામથી ઓળખાય છે. એમાં મથેરાન અને મહાબળેશ્વર એ બે ઉંચાં સારી હવાવાળાં શિખરો છે.

**નદીઓ**—સિંધુ, નર્મદા, તાપી, ગોદાવરી, કૃષ્ણા વિગેરે ગોદાવરી નાશક પાસેથી, અને કૃષ્ણા મહાબળેશ્વરના ડુંગરમાંથી નીકળે છે.

**પ્રોધ**—નર્મદા નદીમાં સુરપાણનો ધોધ. અને કાનડા જીલ્લાની શિરાવતી નદીમાં ગેરસપ્પાનો ધોધ છે.

**રણ**—કચ્છનું, અને સિંધમાં થરપારકરનું.

**અખાત**—કચ્છ અને ખંભાતનો

**બંદરો** કરાંચી, મુંબાઇ, કારવાર, ભરૂચ, ભાવનગર વિગેરે.

**આબો હવા ને વરસાદ**-સિંધમાં રણ [illegible]થી સખત તાપને લીધે વરસાદ બહુજ ઓછો પડે છે. નૈરૂત્યકોણનો [illegible] વાયુ સાહ્યાદ્રિ પર્વતને અથડાવાથી રત્નાગીરી, કોબાબા, અને મુંબાઇ તરફ વરસાદ ઘણો પડે છે. મધ્ય ભાગની હવા કોરી છે. પશ્ચિમ બાજુના દરીઆપરના પ્રદેશની હવા ભેજવાળી છે અને ગુજરાતના ઉત્તર ભાગની હવા સુકી છે.

**વનસ્પતિ ને જાનવર**-ડુંગરોનાં જંગલોમાં સાગ, સીસમ, રાયણ, મહુડા, વાંસ, અને ઇલાકાના ઘણા ભાગમાં આંબા, આમલી લીમડા, પીપળા, ફણસ, વડ, બાવળ વિગેરે ઝાડો જોવામાં આવે છે.

સીંધમાં જંગલી ગધેડાં અને ઉંટ, કચ્છ કાઠિઆવાડમાં

---

x શિક્ષકોએ ધોધનો અર્થ સમજાવવો અને તેને માટે પાંચમી ચોપડીના ૨૯ મા પાઠમાંના ચિત્રનું દિગ્દર્શન કરાવવું અગર જો બની શકે તો એવા પ્રયોગો કરી બતાવવા. લેખક ગૈ. બા.

*રણ કોને કહેવાય, તેમાં કેવી રીતે મુસાફરી થાય, તેમાં મૃગજળ કેમ દેખાય છે! વિગેરે બાબતોનું વિદ્યાર્થીઓને ભાન કરાવવું એવી શિક્ષક મહાશયોને અમારી વિનંતી છે. ચોથી ચોપડીનો પાઠ ૪૨ મો જુઓ.

ઘોડા, ગીરના જંગલમાં સીંહ અને અન્ય ડુંગરાઓમાં વાઘ, રીંછ ચિત્તા દીપડા. સાબર, ડુક્કર, હરણુ વિગેરે જ્વલ્લામાં આવે છે. તથા ગ્રામ્ય પશુઓ ગાય, ભેંસ, બળદ, બકરાં, ઘેટાં સર્વ સ્થળે હોય છે.

**વસ્તી**—આખા મુંબઇ ઇલાકાની કુલ્લ વસ્તી પોણુાચાર કરોડ માણસોની છે. અને તેને પોણો ભાગ હિંદુઓ છે.

**ધર્મ**—હિંદુ, જૈન, ખ્રીસ્તી. પારસી, ને ઇસ્લામી.

**ભાષાઓ**—સિંધી, કચ્છી, ગુજરાતી, મરાઠી, કાનડી ને ઈગ્રેજી

**ધંધા**—ખેતી, કારીગરી, મજુરી, નોકરી, અને વેપાર રેશમ, સુતર વિગેરેના વણાટનો.

**ખનીજ** કાઠિઆવાડના ડુંગરોમાંથી **પત્થર** ધારવાડમાંથી **લોઢાની** કાચીધાતુ અને સોનું સિંધના પશ્ચિમના પહાડોમાંથી **ફટકડી, ત્રાંબુ, સીસું**, અને ગંધક, પંચમહાલમાંથી **લોઢું** અને **મેંગનીઝ** રાજપીપળાના ડુંગરોમાંથી **અકીક** અને આરાસુરના **આરસપહાણ**. વિગેરે.

**ખેતીની પેદાશ**—ઘઉં ડાંગર, મકાઇ, જાર, બાજરી, કઠોળ વિગેરે અનાજ, કપાસ, તેલીબીઆં, તમાકુ પાન, સોપારી, કેળાં મેવો વિગેરે.

**વેપારના માર્ગો**—ઉત્તર વિભાગમાં બોમ્બે બરોડા એન્ડ સેન્ટ્રલ ઇંડિઆ રેલવે, મધ્ય વિભાગમાં ગ્રેટ ઇંડિઅન પેનિનશ્યુલર રેલવે, અને દક્ષિણમાં સધર્ન મરાઠા રેલવે કાઠિઆવાડમાં

નાના માપની રેલવેઓ તથા ઇલાકાના બંદરોનો આગબોટ મારફતનો દરિઆઇ માર્ગ. એ વેપારી માર્ગો છે.

ઇલાકાની રાજવહિવટ પદ્ધતિ.

મુંબાઇ ઇલાકાના પાંચ ભાગ ( જીલ્લા ) છે તે દરેકના ઉપરી કમિશનર છે. તેમનું નીમણુંક દર પાંચ વર્ષે થાય છે, દરેક મોટા અધિકારીઓ પાંચ પાંચ વર્ષે બદલાય છે. ગવર્નરને રાજ કારભાર ચલાવવામાં મદદ કરવાને વાઇસરાયની માફક બે મંડળો હોય છે.

(૧) એક્ઝીક્યુટિવ—ઇલાકાનો કારભાર ચલાવનારૂં મંડળ એમાં માત્ર ચાર સભાસદો હોય છે.

લેજીસ્લેટીવ—કાયદા બાંધનારૂં મંડળ એમાં ૪૮ સભાસદો છે. ઇલાકાના ન્યાય ખાતાનો વહીવટ મુંબાઇની હાઇકોર્ટના હાથમાં છે. તે ગવર્નરથી સ્વતંત્ર છે. તેમાં જીલ્લાવાર સેશન્સ જડજો, અને તાલુકાવાર સબોર્ડીનેટ જડજો કે મુન્સફો એ મુખ્ય અમલદારો છે.

મુંબાઈ ઇલાકાના કુદરતી વિભાગ—જન સમાજનો રીવાજ રીતભાત, સ્થાનીક ભાષા, અને રચના ઉપરથી આપણા ઇલાકાના પાંચ કુદરતી ભાગો પડે છે. (૧) સીંધી ભાષા બોલનાર સિંધુ નદીના આસપાસનો સિંધપ્રાંત. (૨) કચ્છીભાષા બોલનાર કચ્છી લોકોનો કચ્છ પ્રાંત (૩) ગુજરાતી ભાષા બોલનાર ગુજરાતી લોકોનો ગુજરાત પ્રાંત. (૪) મરાઠી ભાષા બોલનાર મરાઠા લોકોનો મહારાષ્ટ્ર પ્રાંત. અને (૫) કાનડી ભાષા બોલનાર દ્રાવીડ લોકોનો કાનડા પ્રાંત.

## મુંબાઇ ઇલાકાના રાજકીય વિભાગ.

| વિભાગ. | પ્રાંત | મુખ્ય શહેર. |
|---|---|---|
| ૧ ઉત્તર વિભાગ. | ગુજરાતને કચ્છ. | અમદાવાદ, ભુજ વિગેરે |
| ૨ સીંધ વિભાગ. | સીંધ | કરાંચી–વિગેરે. |
| ૩ મધ્ય વિભાગ. | પૂર્વ ખાનદેશ, પશ્ચિમ ખાનદેશ ને અહમદનગર જીલ્લો. | નાશક, અહમદનગર પુના વિગેરે. |
| ૪ દક્ષિણ વિભાગ. | વિજાપુર કાનડા ને રત્નાગિરિ જીલ્લો. | વિજાપુર, રત્નાગિરિ વિગેરે. |

## ૧ ઉત્તર વિભાગ.

ઉત્તર વિભાગમાં ગુજરાત અને કચ્છ એ બે પ્રાંતો આવેલા છે. તે પૈકી ગુજરાતનું સમસ્ત વર્ણન ત્રીજા ધોરણમાં કરી ગયા છીએ જેથી અત્રે કચ્છ પ્રાંતથી શરૂ કર્યું છે.

### કચ્છ પ્રાંત.

" કચ્છ દરિયા–કિનારાની ભૂમિ " કચ્છ એ દેશીરાજ્ય છે. તેનું ક્ષેત્રફળ આપણા અમદાવાદ જીલ્લાથી બમણું છે પણ વસ્તી તેથી ઘણી ઓછી છે.

**કુદરતી રચના**–કચ્છનો દક્ષિણ કાંઠો સપાટ અને ભૂમિ રસાળ છે. બાકીની બીજી દીશાઓની જમીન ડુંગરાળ તથા પત્થરા વાળી છે, ત્યાં ઘણી વખત ધરતી કંપ થાય છે.

દરિયા કાંઠો લાંબો હોવાથી લોકો સાહસિક છે. વેપારાર્થે

પરદેશ જાય છે. કચ્છના ઘણા ભાટીઆઓ મુંબાઈમાં લક્ષાધિપતિ થઈ પડયા છે.

**વેપાર ઉદ્યોગ**—ભુજનું કસબી અને હીરનું ભરતકામ બહુ વખણાય છે. અને ફટકડી, સુરેખાર અને સોના રૂપાનાં નકસીદાર વાસણો પરદેશ જાય છે.

**રાજ્ય** જાડેજા રજપુતનું છે રાજાને રાવ કહે છે અને રાજધાની ભુજમાં છે. તથા પોલિટિકલ એજંટ પણ ભુંજમાં રહેછે.

**જાણવા લાયક સ્થળો** (૧) **ભુજ** એ કચ્છની રાજધાનીનું નગર ઇ. સ. ૧૬૦૫ માં રાવ શ્રી ખેંગારજીએ વસાવ્યું હતું. તેમાં ભુજંગ સાપનું દેહેરૂં હતું તેથીજ તેનું નામ 'ભુજ' પડયું છે. રાવશ્રી પ્રાગમલજીનો મહેલ, અંગ્રેજી હાઇસ્કુલ જોવા લાયક છે. (૨) માંડવી. દક્ષિણ કિનારે બંદર છે. ત્યાં આગબોટ આવે છે. અને ખલાસીઓની સગવડ માટે દીવાદાંડી બાંધેલી છે. (૩) કંથકોટ એ જુનું ઐતિહાસિક શહેર છે.

## સિંધ પ્રાંત.

કચ્છની ઉતરનું રણ ઓળંગીને જતાં સિંધ વિભાગ આવે છે. તે આખા મુંબાઇ ઇલાકાનો ઉત્તર ભાગ છે. ત્યાંથી આગળ જઇએ તો બલુચિસ્તાન અને પંજાબ આવે છે. સિંધ વિભાગને લગતું ખેરપુર સંસ્થાન છે. તેના પોલિટીકલ એજંટ સક્કર જીલ્લાના કલેક્ટર છે.

કુદરતી દેખાવ—**મધ્ય ભાગમાં** સપાટ મેદાન. **પુર્વ** ભાગમાં મોટું રણ, રેતીનાં મેદાન અને ટેકરા—**દક્ષિણ ભાગ** નીચેનો આરંનાળો તથા **પશ્ચિમ ભાગમાં** ડુંગરાઓ ઘણા હોવાથી ઘાસચારો પુષ્કળ ઉગે છે.

લોકો સિંધી, બલુચી, મુસલમાન, અને હિંદુઓ પણ વસે છે. પરંતુ તેઓ મુસલમાનના જેવો પહેરવેશ પેહરે છે અને સિંધી **બલુચી** ભાષા બોલે છે.

**આબોહવા**—તાપ ઘણો પડવાથી વરસાદ બહુ થોડો પડે છે. કિનારાપરની હવા દરીઆને લીધે સારી છે. પણ જેકોકાબાદમાં પુષ્કળ ગરમી પડે છે.

**નિકાશ તથા ઉદ્યોગ.** ઉચી જાતનું રૂ શેતરંજીઓ ચામડાની સુંદર વસ્તુઓ, અને માટીનાં વાસણો સારાં બનાવે છે. તથા ચોખા, રૂ, ઊન, અને હાડકાં બહારગામ જાય છે.

**ગુજરાતથી સિંધમાં જવાનો માર્ગ.** (૧) ભાવનગર, પોરબંદર કે જામનગરથી આગબોટમાં બેસીને સીધના, **કરાંચી** બંદરે જવાય છે. (૨) મેસાણા જંકશનથી રજપુતાનામાં થઇને રેલવે માર્ગે કરાંચી જવાય છે. (૩) હાલ કચ્છના રણમાં થઇને ટુંકે રસ્તે આગગાડી લઇ જવાની યોજના રચાય છે.

### સિંધના રાજકીય વિભાગો.

| વિભાગ. | ઉપરી અધિકારી | મુખ્ય શહેર. |
|---|---|---|
| ૧ કરાંચી જીલ્લો | કલેકટર | કરાંચી |
| ૨ હૈદરાબાદ જીલ્લો | કલેકટર | હૈદરાબાદ |

| | | | |
|---|---|---|---|
| ૩ | થરપારકર જીલ્લો | ડેપ્યુટી કમિશનર | ઉમર કોટ |
| ૪ | સક્કર જીલ્લો | કલેક્ટર | સક્કર |
| ૫ | લારખાના જીલ્લો | કલેક્ટર | લારખાના |
| ૬ | સિંધનો ઉપલો સર. હદનો મુલક | ડેપ્યુટી કમિશનર | જેકોબાબાદ |
| ૭ | —ખૈરપુર સંસ્થાન | પોલિટિકલ એજંટ (સક્કર જીલ્લાના કલેક્ટર) | ખૈરપુર. |

## ૧ કરાંચી જીલ્લો.

આ જીલ્લો સુરત જીલ્લાથી ૭ ગણો મોટો છે ને તેનો ઘણો ભાગ ખરબચડો તથા વેરાન છે. નદીના મુખ આગળનો પ્રદેશ નીચો અને ભેજવાળો છે વસ્તી સુરત જીલ્લાનો ¾ છે.

**મુખ્ય શહેરો** (૧) **કરાંચી** ઈ. સ. ૧૮૪૩ માં બ્રિટન સરકારને હાથ આવ્યું ત્યારથી તે આબાદી પામી ગયું છે. સિંધ વિભાગનું નાકું અને હાલ મોટું બંદર તથા વેપારી મથક છે. (૨) ઠઠ્ઠો જુનું ઐતિહાસિક શહેર છે.

## ૨ હૈદ્રાબાદ જીલ્લો.

આ જીલ્લો કરાંચી જીલ્લાની પૂર્વે છે. સુરતથી પાંચગણો મોટો છે. અને વસ્તી તેનાથી દોઢગણી છે. ને તેમાં પુષ્કળ નહેરો છે, કારીગરી માટે આખા સિંધમાં આ જીલ્લો પ્રખ્યાત છે. શેતરંજી, રેશમી ને સુતરાઉ કાપડ, માટીનાં વાસણ ને ચામડાની વસ્તુઓ વખણાય છે.

મુખ્ય શહેર—હૈદ્રાબાદ. ઈ. સ. ૧૮૪૩ માં બ્રિટિશ સરકારને હાથ આવ્યું ત્યાંસુધી તે સીંધની રાજધાની ગણાતું. ત્યાંનું રૂપાનું અને લાખનું કામ ઘણું સારૂં થાય છે.

## ૩ થર અને પારકર જીલ્લો.

આ જીલ્લો સુરત જીલ્લાથી ૮।। ગણો મોટો છે ને પૂર્વ ભાગમાં વિશાળ રણ આવેલું હોવાથી વસ્તી સુરત જીલ્લાથી અરધી છે. ત્યાં ધાબળી, શેતરંજી અને ચામડાની ચીજો સારી બને છે.

મુખ્ય શહેર—ઉમરકોટમાં ઈ. સ. ૧૫૪૨ માં મહાન અકબરશાહ જન્મ્યા હતા.

## ૪ સક્કર જીલ્લો.

અગાઉ આ જીલ્લો "શિકારપુર તાલુકો." એ નામથી ઓળખાતો. ઈ. સ. ૧૯૦૧ થી સરકારે તેમાં કેટલોક ફેરફાર કરી તેનું નામ "સક્કર જીલ્લો" રાખેલું છે. તે સુરતથી ૩।। ગણો છે. ને તેની નિકાશ અનાજ, સરસવ રૂ તથા તલ છે.

મુખ્ય શહેરો—(૧) સક્કર જીલ્લાનું સદર સ્ટેશન છે. (૨) શિકારપુર એને પહેલાં ખોરાસાનની ભાગોળ કહેતા. ત્યાં શેતરંજી અને ગામઠી કાપડ સારૂં બને છે તથા મોટું વેપારી મથક છે. (૩) સક્કર બેટ, એ સક્કર ને રોહરી વચ્ચે સિંધુ નદિમાં બેટ છે. ને તેપર એક મોટો કિલ્લો છે.

## ૫ લારખાના જીલ્લો.

સુરત જીલ્લાથી ત્રણ ગણો, પણ વસ્તીમાં સરખોજ છે,

**મુખ્ય શહેર** (૧) ...**રખાનામાં** પુષ્કળ બગીચા છે. અને ગરમ, સુતરાઉ કાપડ તથા પિત્તળનાં વાસણ સારાં બને છે (૨) **સેવાન** એમાં બાદશાહ સિકંદરના વખતનો એક જુનો કિલ્લો છે.

## સિંધનો ઉપલો સરહદનો મુલક.

આખા સિંધની તો શું પણ મુંબઇ ઇલાકાનો ઉત્તર ભાગ આ જીલ્લો છે સુરત જીલ્લાથી દોઢ ગણો મોટો છે પણ વસ્તી તો ફક્ત તેનો ત્રીજ છે.

**મુખ્ય શહેરો–જેકોબાબાદ** ઈ. સ ૧૮૪૭માં 'ખાનઘર' નામના જુના શહેરની જગાપર જેકબ સાહેબે વસાવ્યું હતું.

## ૭. ખૈરપુર સંસ્થાન.

આ નાનકડું મુસલમાની રાજ્ય સુરત જીલ્લાથી ૪ ગણું મોટું પણ વસ્તીમાં તેનો ત્રીજો છે. રાજા **બલુચ** જાતના મુસલમાન છે. ને **પોલિટિકલ એજંટ** સક્કર જીલ્લાના કલેકટર છે. તે રાજધાનીનું શહેર **ખૈરપુર** છે.

સોડાખાર, રૂ, અનાજ, તેલીબીઆં, ઘી, તમાકુ ને ગળી એ તેની નિકાશ છે. તેમજ હાથીદાંતનું કામ, તરવાર, લાખનાં રમકડાં શેતરંજી વિગેરે ચીજો સારી બને છે.

## મુંબાઈ બેટ.

આ બેટ ઈ. સ. ૧૬૬૧ માં પોર્ટુગાલના રાજાએ ઈંગ્લાંડના બીજા ચાર્લ્સ રાજાને કન્યાદાન તરીકે આપ્યો હતો, તે વખતે તે

ઘણી અધમ અવસ્થામાં હતો. **ચાર્લ્સ રાજાએ** ઈ. સ. ૧૮૬૮ માં **ઇસ્ટઇંડિઆ કંપનીને** ભાડે આપ્યો અને કંપનીએ ઈ. સ. ૧૮૬૭ માં તેમાં **કોઠી** નાખી ત્યારથી તે મુંબાઇની આબાદી દિન-પ્રતિદિન વધી પડી.

**મુંબાઈ નામ પડવાનું કારણ.** આજે મુંબાઇ, દુનિઆનાં સર્વ શહેરોમાં મોટામાં મોટું, સારામાં સારૂં, અને આખા હિંદનું પહેલા વર્ગનું બંદર છે. **મમ્માદેવી** અથવા **મુમ્બાદેવી** માતાપરથી તેનું નામ **મુંબાઇ** રાખવામાં આવ્યું છે. બેટમાં આવજા કરવા સારૂ **દરીઆની** ખાડી ઉપર પૂલો બાંધ્યા છે અને તે ઉપર **બી. બી. એન્ડ સી. આઈ,** તથા **જી. આઇ. પી.** રેલવેઓ દડે છે.

**વિસ્તાર અને બારૂં**—મુંબાઈ બેટ ૧૧ાા માઇલ લાંબો, ૪ માઇલ **પહોળો,** અને ત્રિકોણાકારે આવેલો છે. ૫ થી ૭ ચોરસ માઇલ જેટલા ભાગમાં તેનું **બારૂં** છે, બારામાં વહાણો અને આગબોટો હમેશાં જથાબંધ રહે છે, ને દુનિયાંના જુદા જુદા ભાગમાંથી માલ લાવે છે ને લઇ જાય છે. તે બારાનું રક્ષણ કરવા માટે **લશ્કર** તથા **મનવારો** રાખેલાં છે,

બારામાં કેટલાક નાના બેટ છે તેમાંનો **ધારાપુરી** નામનો બેટ ડુંગરમાંથી કોરી કાઢેલાં દેહેરાંને માટે પ્રખ્યાત છે;

**મુંબાઇનો પશ્ચિમ ભાગ**—બેટની પશ્ચિમે **"બૅકબે"** નામનો એક પહોળો અખાત છે. તેની તથા બારાની વચ્ચે આવેલી ઊંચી જમીન "કોટ ( કિલ્લો )" એ નામથી ઓળખાય છે. તે

ભાગમાં મોટા મોટા વપારીઓ અને શાહુકારોની ભવ્ય દુકાનો, અને વસુલાત, ન્યાય, ટપાલ, તાર વિગેરે સરકારીખાતાંની લાખો રૂ. ના ખર્ચથી બંધાવેલી ભારે ઓફીસો, અને બીજાં સુંદર, ભવ્ય મકાનો બાંધેલાં છે, કોટની ઉત્તર તરફ દેશીઓથી વસેલો ભાગ આવે છે તેને બહાર કોટ કહે છે.

**વસ્તી**—મુંબાઈની વસ્તી લગભગ ૧૦ લાખ માણસોની છે. પુષ્કળ હુન્નર ઉદ્યોગનાં કારખાનાં, વરાળ યંત્રથી ચાલતા સેંકડો સાંચા, અને સુતરાઉ, ઉન અને રેશમી કાપડની પુષ્કળ મીલો છે. જેમાં લાખો માણસો રોજી મેળવે છે.

**જુદી જુદી પ્રજા**—જાપાન, સિલોન, અફઘાનિસ્તાન, બંગાળા, મદ્રાસ, મારવાડ, પંજાબ, સિંધ, કચ્છ, ગુજરાત, દક્ષિણ વિગેરે જુદા જુદા દેશોનાં લોકો જોવામાં આવે છે અને તેઓની મુખ્ય ભાષા અંગ્રેજી, હિંદી, ગુજરાતી, મરાઠી, મારવાડી વિગેરે છે.

**શહેરની અંદરનો દેખાવ**—શહેરમાં ઈલેક્ટ્રીક બળથી ટ્રામ ચાલે છે. ગ્યાસના દીવા થાય છે. અને એક ભાગમાંથી બીજા ભાગમાં રેલવેથી પણ જવાય છે. પરેલ રોડ, ચર્નીરોડ. ગ્રાંટરોડ બોરી બંદર, કોલાબા વિગેરે મુખ્ય સ્ટેશનો શહેરમાંજ છે. મ્યુનીસિપાલ ઑફિસ, ક્રાફર્ડ માર્કેટ, ટંકશાળ ટાઉન હૉલ,બોરીબંદર સ્ટેશન, રાજાબાઈ ટાવર. દીવાદાંડી, વિક્ટોરિઆ ગાર્ડન, સંગ્રહસ્થાન, એપોલો સ્ટ્રીટ, સરકારી ઑફિસો, શ્રીમંતોના બંગલા, અને બગીચાઓ, મુંબા

**દેવી**, વાલકેશ્વર આદિક દેવસ્થાનો વિગેરે ઘણું ઘણું જોવા લાયક છે.

**રાજ્ય પદ્ધતિ**—આખો બેટ કલેકટરના તાબામાં છે. તેમના ઉપરી કમિશનર પણ મુંબાઈમાં છે, ને તે આખા ઇલાકાના જકાત તથા આબકારી ખાતાંની પણ સંભાળ લે છે ગવર્નર સાહેબ ડિસેંબરથી માર્ચ સુધી નલબાર હીલપર રહે છે ન્યાય અને પોલીસની વડી અદાલતો છે. મ્યુનીસીપાલીટી ઘણી ભારે છે ને તેની વાર્ષીક ઉપજ ૮૦ લાખ રૂ. ની છે. શહેરથી દૂરનાં વિહાર, તુળસી, અને તાંસા તળાવોમાંથી આખા શહેરને નળોવડે મીઠું પાણી પૂરૂં પાડવામાં આવે છે.

**ઉચ્ચી કેળવણીનાં સ્થળ**—શહેરમાં ત્રણ મહા વીદ્યાલયો, એક કાયદાનું મહાવિદ્યાલય. એક વૈદક મહા વિદ્યાલય, એક પશુ વૈદક મહા વિદ્યાલય એક હુન્નરશાળા, એક ચિત્ર, તથા ઉદ્યોગનો શાળા, અને એક મહાન્ વિશ્વ વિદ્યાલય ( યુનિવર્સિટી ) છે.

**મુંબાઈ ઈલાકાના તાબામાં. અરબસ્તાનના સંસ્થાન.**

મુંબાઇમાં આવતાં વહાણો, અને આગબોટોના રક્ષણ માટે સરકારે એડનમાં એક સંસ્થાન સ્થાપ્યું છે; મુંબાઇથી બોટમાં બેસીને તે સંસ્થાનમાં જતાં ૬ દિવસ લાગે છે.

**મુખ્ય વેપાર**—અરબસ્તાન અને આફ્રિકાના કિનારા પરનાં સંસ્થાનો જોડે ચાલે છે. દરેક સ્ટીમર આ સંસ્થાને અટકે છે. ને કોલસા વિગેરે જોઇતી ચીજો ભરી લેછે.

એડનથી થોડાક માઇલપર લાલ સમુદ્રમાં પેરિમ અને સોકોટ્રા ટાપુઓ છે. તે પણ મુંબાઇ સરકારને તાબે છે.

## મધ્ય વિભાગ.

એ મુંબાઇની પૂર્વે આવેલો છે. ને સહ્યાદ્રિના બોરઘાટ અને થળ ઘાટને રસ્તે થઈને તે વિભાગમાં જવાય છે.

આ વિભાગ આપણા ઉત્તર વિભાગથી ત્રણ ગણો મોટો અને ડુંગરાળો ઉચ્ચ પ્રદેશ છે. તેની હવા કોરી છે, તાપ ઘણો અને વરસાદ થોડો છે.

**પહાડો—સહ્યાદ્રિ, ચાંદવાડ અને સાતમાળા, (અજિન્ટા)**
**નદીઓ—ગોદાવરી, ભીમા; કૃષ્ણા; નિરા, સીના, ને વાર્ણા.**

**વસ્તી—ગુજરાતી અને મારવાડીઓની** તથા જંગલોમાં **ભીલ, કાથેડી, વારલી** વિગેરે **અનાર્ય પ્રજાની** અને અહમદનગરમાં ખ્રિસ્તીઓની વસ્તિ છે.

વેપાર ઉદ્યોગ—અનાજ, રૂ, તેલીબીઆં, અને હાથનું વણાટ કામ પરદેશ જાય છે, અને કાગળના જાડાં પુઠાં, ત્રાંબા પિતળનાં વાસણો, ધાબળીઓ, અને દક્ષિણી સ્ત્રીઓને પહેરવાની સાડીઓનો ઉદ્યોગ સારાપાયાપર ચાલે છે.

**રેલવે માર્ગો** જી. આઈ. પી. રેલવેનો **એક ફાંટો** કલકત્તા મદ્રાસ, અલાહાબાદ, દિલ્હી વિગેરે સ્થળે જાય છે .અને **બીજો**

**ફાંટો** ખાનદેશ **જીલ્લામાં** તથા **ત્રીજો ફાંટો** દક્ષિણમાં **પુના તથા** શોલાપુર થઇને નિઝામના રાજ્યમાં જાય છે.

જીલ્લાઓ (૧) **પશ્ચિમ** ખાનદેશ, (૨) પૂર્વ **ખાનદેશ** (૩) **નાશક** (૪) **અહમદનગર.** ( ૫ )**પુના.** (૬) **સતારા, અને** (૭)શોલાપુર, મધ્ય વિભાગના **કમિશનરનું** સદર સ્ટેશન **પુનાછે.**

**૧ પશ્ચિમ ખાનદેશ જીલ્લો**—આ જીલ્લાનો ઉત્તર ભાગ ડુંગરાળો છે. ને તેમાં **ભીલો** વસે છે. **પીંપળનેર** તરફનો ભાગ પહાડી હોવાથી ત્યાં વધારે વરસાદ વરસે છે. લોકો મરાઠી ભાષા બોલે છે ને જીલ્લામાં **વણજારાઓ** ઘણા વસે છે.

**મુખ્ય શહેરો.** ૧ **ધુળીઆ.** અળસી તથા રૂપા વેપારને માટે પ્રસિદ્ધ છે. ૨ **નંદરબાર**—એ શહેર **નંદગવલી** નામના મુસલમાન સુલતાને વસાવેલું છે. અને ૩, અળસી ઘઉં, ચણાને રેસા તેલના વેપારનું મથક છે.

**૨ પુર્વખાનદેશ જીલ્લો**—આ જીલ્લો પણ ડુંગરાળ છે. તેના ડુંગરોપર ઘાઢાં જંગલો છે. **હવા** એકંદરે સારી છે. પરંતુ ઉનાળામાં સખત તાપ પડે છે, નિકાશ—અનાજ અને રૂ છે.

**મુખ્ય શહેરો—જળગામ** રૂ તથા અળસીના વેપારનું **મથક છે, ભુસાવળ રેલવે જંકશન** છે. અહીંથી **જી,** આઈ. **પી.** રેલવેનો એક ફાંટો **અલાહાબાદ** અને બીજો નાગપુર ઉપર થઇને **કલકત્તા** જાય છે.

**૩ નાશક જીલ્લો**—આ જીલ્લાના મધ્ય **ભાગની હવા સારી**

છે, પણ પુર્વ ભાગમાં તાપ ઘણો પડે છે. નિકાસ અનાજ કે, તેલીબીઆં, નાગલી, અને શેરડી, અંજીર, કેળાં વિગેરેની છે.

મુખ્ય શહેરો (૧) નાશક—સ્ટેશનથી ૪ માઇલ દુર ગોદાવરી ને જમણે તીરે આવેલું છે. તેમાં પંચવટીનું પવિત્ર સ્થળ અને ઘણાં દેવાલયો છે. (૨) ત્રંબક એમાં સિંહસ્થ વર્ષમાં જાત્રા ભરાય છે; (૩) સિન્નર—એ ગામમાં શેરડી, પાન, કેળાંને ડાંગર થાય છે, અને નંદરબ.ર વસાવનાર નંદગવલી સુલતાને વસાવેલું છે. (૪) ચાંદબડ તાલુકામાં દ્રાક્ષ બહુ થાય છે. (૫) ઇગતપુરી ઉર્ફે વિગતપુરી ગામ આગળ થઇને થળ ઘાટને રસ્તે જી. આઇ. પી. રેલવે નાશક જીલ્લામાં દાખલ થાય છે. (૬) દેવલાલી હવા ખાવાનું સ્થળ છે.

૪ અહમદનગર જીલ્લો—નાશકની દક્ષિણે આવેલા આ જીલ્લાની હવા એકંદરે સારી છે, પશ્ચિમ ભાગ ડુંગરાળ છે ને તેમાં કળસુંબાઇનું ઊંચું શિખર છે, જીલ્લામાં મરાઠાની વસ્તી વધારે છે અને અનાજ, શેરડી, પાન તથા કેળાં પુષ્કળ થાય છે. આ જીલ્લાના જામખેડ તાલુકા આગળથી નિજામના રાજ્યની હદ શરૂ થાયછે.

મુખ્ય શહેરો (૧) અહમદનગર —એ સીના નદીને કાંઠે છે. ઇ. સ. ૧૪૯૪ માં તે અહમદ નિજામશાહે વસાવેલું હતું. અને ઇ. સ. ૧૫૯૫ માં અકબરના છોકરા મુરાદે તેને ઘેર્યું હતું ત્યારે તે વખતની રાજ કર્તા રાણી ચાંદબીબીએ તેનો બહાદુરીથી બચાવ કર્યો હતો આ શહેરમાં મુસલમાનોના વખતની મસીદો માલ જોવા

જેવી છે (૨) ખર્ડા ઇ. સ. ૧૭૯૫ માં મરાઠા અને નિઝામ વચ્ચે આ શહેર આગળ લડાઇ થઇ હતી. કે જેને કુર્દલાની લડાઇ કહે છે.

**૫ પુના જીલ્લો**—આ જીલ્લામાં નાની નાની નદીઓ બહુ છે ને તે બધાં પુર્વમાં ભીમાને મળે છે. કેટલાક ડુંગરોપર કિલ્લા અને માતાનાં દહેરાં છે, હવા ભેજવાળી તથા કોરી છે અને દ્રાક્ષ અંજીર, નારંગી વિગેરે પુષ્કળ મેવો થાય છે તથા પિત્તળને રૂપાનાં વાસણ, માટીનાં રમકડાં ખસના પંખા ને રેસમી કાપડ સારૂં બને છે.

**મુખ્ય શહેરો**–(૧) પુના–એ પેશ્વાના વખતમાં રાજધાનીનું શહેર હતું. હાલપણ ગવર્નર સાહેબ ચોમાસાના ચાર માસ ત્યાં રહે છે. એમહાવિદ્યાલય, અને એક ઇજનેરી જ્ઞાન આપવાનું મહા વિદ્યાલય તથા ગવર્નરનો દરબારહોલ ને પાર્વતી ડુંગર વિગેરે જોવા લાયક છે, (૨) ખડકી આગળ અંગ્રેજ અને પેશ્વા વચ્ચે ઇ. સ. ૧૮૧૭ માં લડાઇ થઇ હતી. હાલ અહીં અંગ્રેજ લશ્કરની છાવણી છે. (૩) લોનાવલા બોરઘાટ પર હવા ખાવાનું સ્થળ છે. ત્યાંથી થોડે દૂર ડુંગરમાંથી કોતરી કાઢેલી ગુફાઓ જોવા લાયક છે.

**૬ સતારા જીલ્લો**—પુના અને સતારા જીલ્લાની વચ્ચે ભોર અને ફલટન એ બે દેશી સંસ્થાનો આવેલાં છે. સતારા એ પહાડી મુલક છે, મધ્ય ભાગ ઘણો રસાળ છે. અને વાયવ્યમાં મહાબળેશ્વર નામે ઉંચું શિખર છે. હવા એકંદરે સારી છે. અને ચોમાસુના

પવનથી વરસાદ પુષ્કળ પડે છે. પશ્ચિમનાં જંગલોમાં મુખ્ય આંબા, ફણસ, વાંસ વિગેરે થાય છે દક્ષિણના મહાન્ વીર શિવાજીનું માવલ લશ્કર આ જીલ્લાના ડુંગરો પર રહેનાર મરાઠાઓનું હતું.

**મુખ્ય શહેરો** (૧) **સતારા**—સત્તર કોટને લીધે આ શહેરનું સતારા નામ પડેલું છે, અહીં શિવાજીના વંશના રાજકર્તા હતા. પણ ઇ. સ. ૧૮૪૮ માં છેલ્લા રાજાને વારસ નહિં હોવાથી રાજ્ય ખાલસા થયેલું છે.

(૨) **મહાબળેશ્વર**—જાવલી તાલુકામાં હવા ખાવાનું મુખ્ય સ્થળ છે. ઇ. સ. ૧૮૨૮ માં મુંબાઇના ગવર્નર **સરજોન માલ્કમે** સતારાના રાજા પાસેથી બીજાં ગામો આપીને તેના બદલામાં લીધું હતું. તે રેલવે સ્ટેશન છે, અને પુનેથી ત્યાં સુધી **મોટારકારમાં** બેસીને પણ જવાય છે.

૭ **સોલાપુર જીલ્લો**—આ જીલ્લાના **બાર્સી** તાલુકાનીઆજુ બાજુ નિજામનો મુલક આવેલો છે, **હવા** તંદુરસ્ત છે પણ તાપ ઘણો પડે છે. જી. આઇ. પી. રેલવે આ જીલ્લામાં થઇને નિજામના મુલકમાં જાય છે.

**મુખ્ય શહેરો**—(૧) **સોલાપુર**—આ શહેરના નૈરૃત્ય ખુણા પરનો મોટો કિલ્લો **બાહમણી** વંશના સ્થાપનાર **હસનગંગુએ** બંધાવ્યો હતો શહેરમાં કાંતવા, વણવાની મિલો છે તેમાં દેશી લુગડાં સારાં બને છે ( ૨ ) **બાર્સી**—કપાસ અને તેલીબીઆંનું બે-

પાર મથક છે. અને ( ૩ ) પંઢરપુર—ભીમા નદીપર પંઢરી વિઠોબાનું મોટું જાત્રાનું સ્થળ છે ત્યાં તપખીર, અગરબત્તી, કંકુ અને દાળીઆ સારા બને છે.

---

## નાનાં દેશી રાજ્યો.

( ૧ ) થહેવાસી પરગણાં—એ ભીલ લોકોનાં નાનાં નાનાં પરગણાં પશ્ચિમ ખાનદેશ જીલ્લાની વાયવ્યમાં નર્મદા અને તાપી નદીઓની વચ્ચે આવેલાં છે. તેમાં મહુડાં, મધ, લાખ અને ઈમારતી લાકડાં થાય છે.

( ૨ ) સુરગાણાનો મુલક—એ હિંદુ રાજાને તાબે છે. સહ્યાદ્રિની પશ્ચિમે અને ડાંગની દક્ષિણે છે. તદન પહાડી છે અને ખંભાતના રાજ્ય જેવડો પ્રદેશ છે. તેના ઉપર નાશક જીલ્લાના કલેકટરની દેખરેખ છે. અને ડાંગર, નાગલી તથા ઇમારતી લાકડાં એ તેની નિકાસ છે.

( ૩ ) સતારા જાગીર—નીચે જણાવેલી બધી જાગીરો એક વખત સતારાના રાજાના તાબામાં હતી. જેથી આજે પણ તેઓ ' સતારા જાગીર ' એ નાંમથી ઓળખાય છે.

ભોર—પંતસચીવનામના બ્રાહ્મણ જાગીરદારનું આ સંસ્થાન પુના જીલ્લાની દક્ષિણે છે. અને પુનાના કલેકટરની દેખરેખ નીચે છે. મુલક ડુંગરાળ છે ભરૂચ જીલ્લા જેવડો છે. ને તેમાં ડાંગર, તલ તથા નાગલી પાકે છે.

**ઔંધ**—રાજા પંત પ્રતિનીધી છે. સતારાના કલેકટરની દેખરેખ છે અને ખંભાતના રાજ્યથી શવા મણું છે.

**ફલટણ**—રાજા રજપુત સરદાર છે. તે નિંબાળકર નામથી ઓળખાય છે. સતારાના કલેકટરની દેખરેખ નીચે છે. તેમાં મુખ્ય પાક જુવાર, ચણા, તેલીબીઆં તથા સાગનું લાકડું છે. અને પત્થરની મુર્તિઓ સારી કોતરવામાં આવે છે.

**અકલકોટ સંસ્થાન**—રાજા ભોંસલે કુટુંબનો છે—પોલિટિકલ એજંટ સોલાપુર જીલ્લાના કલેકટર છે. રાજ્યની હવા ઠંડી ને સારી છે. તથા પેદાશ—જુવાર, ડાંગર, શેરડી, ચણા અને ઘઉંની છે.

---

## દક્ષિણ વિભાગ.

આ વિભાગ સહ્યાદ્રિ પર્વત અને અરબી સમુદ્રની વચ્ચે આવેલો છે. વેસ્ટ ઇંડિયા પોર્ટુગીઝ રેલવે આ વિભાગમાં લોખ જંકશનથી શરૂ થઇને મામેં ગોવા બંદર સુધી જાય છે.

આ વિભાગ આપણા ઉત્તર વિભાગથી બમણો છે. તેમાં વિસ્તીર્ણ મેદાનો, કાળીભુમિ અને ખેડાણ લાયક જમીન છે પશ્ચિમ ભાગની હવા ભેજવાળી છે અને વરસાદ પુષ્કળ પડે છે,

**પર્વત**—ફક્ત સહ્યાદ્રિ—બધે ફેલાયલો છે.

**નદીઓ**—ભીમા, કૃષ્ણા, ડોણ. તુંગભદ્રા, શીરાવતી, **ઘટ પ્રભા**, અને મલપ્રભા, શીરાવતીમાં ગેરસપ્પાનો ધોધ **જોવાલાયક છે.**

**જંગલો—કોલાબા** જીલ્લાનાં જંગલોમાં સાગ અને સીસમ પુષ્કળ થાય છે—રત્નાગીરીના જંગલોમાં સીસમ, વાંસ અને ખેરના ઝાડો પુષ્કળ છે. અને ઝેરી સાપ ઘણા જોવામાં આવે છે.

**વસ્તી**—લિંગાયત બ્રાહ્મણોની, ખ્રિસ્તી, યાહુદી, અને મરાઠાઓની છે. ભાષા કાનડી, મરાઠી, અને અંગ્રેજી બોલાય છે.

**વેપાર ઉદ્યોગ**—પશ્ચિમ ભાગમાં અલીબાગ, રત્નાગિરિ, માલવણ બેગુલો, કારવાર, અંકોલ, કુમટા અને હોનાવર એ બંદરો છે- ત્યાંથી અનાજ, સાગ, મીઠું, નાળીએર, કોપરેલ સુખડ કામ માછલાં વિગેરે પરદેશ જાય છે—અને કાથાનાં દોરડાં વણવાનો સાદડી ગુંથવાનો, બંગડી બનાવવાનો, તેલ કાઢવાનો ઉદ્યોગ ચાલે છે.

**ખનીજો**—ધારવાડ જીલ્લામાંથી સોનું, રૂપુ, લોખંડ, તાંબુ વિગેરે નીકળે છે.

**જીલ્લાઓ**—( ૧ ) વિજાપુર, [ ૨ ) બેલગામ. ( ૩ ) ધારવાડ, [ ૪ ] કાનડા, [ ૫ ] રત્નાગિરિ અને [ ૬ ] કોલાબા

( ૧ ) **બિજાપુર જીલ્લો**—પહેલાં એને **કલાદગી જિલ્લો.** કહેતા પણ ઇ. સ. ૧૮૮૫ માં મુખ્ય સ્થળ કલાદગી બદલીને બિજાપુર રાખ્યું ત્યારથી તે બિજાપુર જીલ્લો કહેવાય છે—આ જીલ્લાની હવા સારી અને તંદુરસ્ત છે. પણ વરસાદ અનિયમિત છે.

મુખ્ય પાક—અનાજ, અળસી કોસંબી અને કપાસ છે. તથા **સ્લેટનો પત્થર** અને **લોખંડની કાંકરી** અને ખનજ પણ નીકળેછે.

**મુખ્ય શહેર**—( ૧ ) **બિજાપુર**—મુસલમાની રાજધાની હોવાથી ત્યાં ઘણાં સુંદર જુનાં મકાનો છે. તેમાં સુલતાન મહમ-મદનો **રોજો** તથા **'મલિકે મેદાન'** નામની તોપ જોવા લાયક છે.

( ૨ ) **તાલિકોટ**—આ ગામથી ૩૦ માઇલ પર ઈ. સ. ૧૫૬૫ માં દક્ષિણના મુસલમાન રાજાઓ, અને વિજય નગરનો રાજા હાર્યો હતો.

૨ **બેલગામ જીલ્લો**—આ જીલ્લો વિજાપુરની પશ્ચિમે છે. એની પશ્ચિમ તરફની **હવા** સારી છે. અને પૂર્વમાં **તાપ** બહુ પડેછે.

**મુખ્ય શહેરો** ( ૧ ) **બેલગામ**—એનું મૂળ નામ "**વેણુ-ગ્રામ**" છે કારણ કે ત્યાં વેણુ ( વાંસ. ) પુષ્કળ થાય છે. અને લશ્કરી છાવણી છે.

( ૨ ) ગોકાક—રમકડાં સારાં બને છે. હલકા કાગળ પણ બને છે. અને અહીંનો **ઘટપ્રભાનો** ધોધ જોવા લાયક છે. ( ૩ ) **અથણી** ગામમાંથી ધાબળા, ને સુરોખાર બહાર ગામ જાય છે. તથા કિનારાપરથી ડાંગર, નાળિએર અને સુકાં માછલાં અહીં આવેછે.

**ધારવાડ જીલ્લો**—આ જીલ્લામાંથી સોનું, રૂપું, તાંબુ વિગેરે

કીમતિ ખનિજો નીકળે છે. અને નિકાશ—અનાજ, કપાસ તેલી બીઆં, શેરડી તથા મરચાંની છે.

**મુખ્ય શહેરો**—(૧) **ધારવાડ**—આ શહેરને ઇ. સ. ૧૪૦૩ માં "**ધારરાવ**" નામના અમલદારે કિલ્લો બંધાવેલો છે. (૨) **હુબળી**—વેપારી મથક છે. સુતરાઉ ને રેશમી કાપડ, તાંબાનાં વાસણ, અનાજ, મીઠું એ વેપારની મુખ્ય ચીજો છે.

૪ **કાનડા જીલ્લો**—આ જીલ્લો ધારવાડની પશ્ચિમે છે. અને મ્હૈસુરની સરહદને અડકે છે. એલચી, નાળિએર, સોપારી, શેરડી, કોસંબ, મરી, પીપર, એલચી, આદુ, કેળાં, નારંગી, લીંબુ, એ તેની મુખ્ય પેદાશ છે. તથા ફણુસ, આંબાને પાન પણ પુષ્કળ થાય છે.

**મુખ્ય શહેરો** (૧) **કારવાર**—એ બંદર છે ને તેમાં ચોમાસામાં વહાણો રહી શકે છે. ઈ. સ. ૧૬૭૪ માં શિવાજીએ તે બાળી નાંખ્યું હતું.

( ૨ ) **હોનાવરથી ગેરસપ્પાનો** ધોધ જોવા જવાય છે. (૩) **ગોકર્ણ** જાત્રાનું ધામ છે. ત્યાં શિવનું દહેરૂં દ્રાવિડ પદ્ધતિપર બાંધેલું છે.

૫ **રત્નાગિરી જીલ્લો**—ખડકવાળો અને ખડબચડો છે. કારણ કે તેમાં ડુંગરાઓ ઘણા છે—નિકાસ-અનાજ, સોપારી, નાળીએર ને કપાસ વિગેરે.

**મુખ્ય શહેરો**—(૧) **રત્નાગિરિ**—જીલ્લાનું મુખ્ય ગામ દરીઆ કાંઠે છે.

( ૨ ) માલવણ—એ બંદર છે તેના એક ટાપુપર **સિંહદુર્ગ** નામે મોટો કિલ્લો હતો ને તે **ચાંચીઆઓનું** નિવાસ સ્થાન હતું. (૩) **વેંગુર્લા**—બંદરેથી બેલગામ જીલ્લાનો બધો માલ ચઢે છે. ને ત્યાં કાજુ પુષ્કળ થાય છે.

**(૪) છપોલી, ખેડ, સંગમેશ્વર અને રાજાપુર** ગામોમાં ઉના પાણીના ઝરા છે.

૬ **કોલાબા જીલ્લો**—આ જીલ્લાના કિનારાપર ખાડીઓ ઘણી છે પેદાશ—ડાંગર, કોદરા, કઠોળ, કાથાનાં દોરડાં, મીઠું ને માછલાંની છે.

**મુખ્ય શહેરો**—(૧) **અલીબાગ** બંદર છે. **અલી** નામના મુસલમાને ત્યાં ઘણા કુવા બંધાવી આપ્યા હતા. તે પરથી તેનું નામ અલીબાગ પડયું છે.

(૨) **ઉરણ** મુંબાઇના **કર્નાક** બંદરથી ૬ માઇલપર આવેલું છે ને ત્યાં દારૂ ગાળવાની ભઠ્ઠીઓ ઘણી છે. (૩) **મહાડથી** બે માઇલ પર બૌદ્ધ લોકોની ગુફાઓ જોવા લાયક છે.

(૪) **મેથેરાન**—હવા ખાવાનું સ્થળ છે. મુંબાઇથી **નેરલ સ્ટેશન** ઉપર થઇને રેલવે રસ્તે ત્યાં જવાય છે (૫) ચેઉલનાં જુનાં નામ '**ચંપાવતી**' અને '**રેવતી ક્ષેત્ર**' છે. ત્યાં રેશમી કાપડ બને છે—અને તેના ચેવલી પાન આપણા ગુજરાતમાં આવે છે.

## દેશી રાજ્યો.

( ૧ ) કોલ્હાપુર—એ આખા દક્ષિણ વિભાગમાં સૌથી મોટું દેશી રાજ્ય છે. બેલગામ અને રત્નાગિરિ જીલ્લાની વચ્ચે છે. શિવાજીના [illegible] વડી શાખાનું રાજ્ય સતારામાં હતું. તે નાની શાખાનું [illegible] કોલ્હાપુરમાં હતું કે જે હજી ચાલે છે. રાજધાની કોલ્હાપુ[illegible] પોલિટિકલ એજંટ પણ કોલ્હાપુરમાંજ રહે છે.

( ૨ ) દક્ષિણ મરાઠા જાગીર—( ૧ ) સાંગલી, ( ૨ ) મીરજ, વડી શાખા અને નાની શાખા, કુરૂંદવાડ વડી શાખા અને નાની શાખા, તથા જમખિંડી આ ૭ જાગીરો "દક્ષિણ મરાઠા જાગીર" એ નામથી ઓળખાય છે. તે પટવર્ધન નામના બ્રાહ્મણોના વંશમાં છે.અને કોલ્હાપુરના પોલિટિકલ એજંટના તાબામાંછે.

સાંગલી અને જમખિંડી એ નાનકડી જાગીરો છે. સાંગલીના ગામો આડાં અવળાં વીખરાયલાં છે. એક ગામ મંગળ વેઢા સોલાપુરની દક્ષિણે છે ને બીજું શીરહટ્ટી ધારવાડમાં છે. મીરજમાં સારંગી, તંબુરા સતારા, વિગેરે વાજીંત્રો સારાં બને છે. મુધોળ ભોંસલે વંશના ઘોર પંડેના કુળમાં છે—અને ખંભાતના રાજ્ય જેવડી છે.

રામ દુર્ગ—આ નાનકડી જાગીર બેલગામની પૂર્વે છે. ને તેનો જાગીરદાર ભાવે વંશનો બ્રાહ્મણ છે.

( ૩ ) બીજાં નાનાંરાજ્યો— (૧) જત અને ડફલાપુર એ જાગીરના સરદાર મરાઠા જાતના છે—તેના પર બિજાપુરના

કલેકટરની દેખરેખ છે. અને તેમાંથી સુરોખાર તથા લોઢું જડે છે.

( ૨ ) **સાવનુર**--એ મુસલમાની રાજ્ય ધારવાડમાં છે. અને તેના પોલિટિકલ એજંટ ધારવાડ જીલ્લાના કલેકટર છે.

( ૩ ) **સાવંતવાડી**—એ ઇ. સ. ૧૬૭૦ માં ફોંડસાવંતે વસાવેલું છે. રાજા **ભોંસલે કુળના મરાઠા** છે—પેદાશ—નાળિએર, સોપારી, કેરી કેળાં, લાણુ અને કાજુ થાય છે—ફણસ, આંબા, અને કોકમનાં ઝાડ પણ થાય છે. જંગલમાં સીસમાં, સાગ, અને ખેરનાં ઝાડ પણ ઘણાં થાય છે.

**જંજીરા સંસ્થાન**--એ રાજ્ય કોલાબાના કલેકટરને તાબે છે રાજધાની **જંજીરા ટાપુમાં સીધીની** વસ્તી છે—કાઠિઆવાડનું જાફરાબાદ આ રાજ્યના સીધી વંશનું છે.

( ૪ ) ફિરંગીનું સ્વતંત્ર સંસ્થાન—"**ગોવા**" કાનડા અને રત્નાગિરિની વચ્ચે આવેલું છે—તેની વસ્તી અમદાવાદ જીલ્લાથી અડધી છે અને ડાંગર, નાળિએર તથા મીઠું એ તેની મુખ્ય નિકાશછે.

**ગોવા**—( **પાંજીમ** ) ફિરંગીના સંસ્થાનોની રાજધાની છે. ત્યા ફીરંગી ગવર્નર જનરલ રહે છે. જુનું **ગોવા** ત્યાંથી ૫-૬ માઇલ અંદર છે અને માર્ગે ગોવા બંદર છે.

## ગુજરાતનો સંક્ષિપ્ત ઇતિહાસ.

ઇતિહાસ એટલે અગાઉ થઇ ગએલા રાજા, રાણીઓ, અમીર, ઉમરાવો, શુરવીર યોદ્ધાઓ, સરદારો વિગેરેનાં જીવન ચરિત્રો ( રાજનીતિ તથા ગુણ દોષ-વિગેરે ) જાણવાનું સાહિત્ય.

આપણે ગુજરાત પ્રાંતના રહેવાસીઓ છીએ. તેથી પ્રથમ આ પણને ગુજરાત પ્રાંતનો ઇતિહાસ જાણવ ની જરૂર છે. ગુજરાત પ્રાંતમાં પહેલાં રજપતોનું રાજ્ય હતું પછી મુસલમાનોનું રાજ્ય થયું, તે પછી **મરાઠાઓનું**, અને મરાઠાઓ પછી **અંગ્રેજ સરકારનું** રાજ્ય થયું જે હજુ ચાલે છે.

## *જાદવ વંશ (જાદવ રાજ્ય.)

કાઠિઆવાડમાં દ્વારિકા નગરીમાં ઘણાં વર્ષો ઉપર " **જાદવ** ( યાદવ )" નામના રજપૂતોનું રાજ્ય હતું. તે વંશમાં '**ભગવાન શ્રીકૃષ્ણ** થઇ ગયાં છે. એક વખતે બધા જાદવો પ્રભાસ પાટણની જાત્રા કરવા ગયા. ત્યાં દારૂના કેફમાં સામાસામા વઢી મુઆ તે લડાઇને **જાદવાસ્થળી** કહે છે, તેમાંથી બચેલા જાદવ **જેસલમેર**. કચ્છ અને કાઠિયાવાડ વગેરે ઠેકાણે વસેલા છે.

જાદવ રાજ્ય પછી કેટલેક વરસે **મૌર્યવંશન**. રાજાઓ થયા તેમાં **અશોક** નામે મહા સમર્થ રાજા થઇ ગયો છે.

મૌર્યવંશ પછી **બાકટ્રીઅનગ્રીક**, **ક્ષત્રપ**, અને **ગુપ્ત** વંશના રાજાઓએ ગુજરાત પર રાજ્ય ચલાવ્યું. અને ગુપ્ત વંશ પછી **વલ્લભીવંશ** થયો. ત્યાંથી ગુજરાતનો ઇતિહાસ શરૂ થાય છે.



---

* શ્રીમદ ભાગવતમાંથી શ્રીકૃષ્ણ ચરિત્રની હકીકત તથા જાદવોનું અવસાન વર્ણન વિદ્યાર્થીઓને ખુલાસાવાર સમજાવવું.

# વલ્લભિ રાજ્ય (વલ્લભિ વંશ)

ભાવનગરથી બારેક ગાઉ પર વળા ગામની [illegible] વલ્લભિપુર શહેરના ખંડેરો છે. વલ્લભિવંશની રાજધાની [illegible] શહેર તે વખતે ઘણું સમૃદ્ધિવાન હતું. ગુર્જર જાતના ભટ્ટાર્ક નામના સરદારે વલ્લભિ રાજ્યની સ્થાપના કરી હતી. ગુર્જર ઉપરથી ગુજરાત નામ પડેલું છે. ભટ્ટાર્ક ગુર્જરના વલ્લભીવંશમાં ઇ. સ. ૫૦૯ થી ૭૬૬ સુધીમાં વીસ રાજાઓ થયા. તેઓ શિવધર્મ અને શિલાદિત્ય નામથી ઓળખાતા. તેઓ ધાર્મિક અને દયાળુ હતા. છેલ્લા શિલાદિત્ય રાજાના વખતમાં બૌદ્ધ અને જૈન ધર્મોના ભારે ઝગડા ચાલતા હતા. અને તેનાજ વખતમાં વલ્લભિ રાજ્યનો નાશ થયો.

મારવાડમાંથી કાકું નામનો એક ગરીબ વેપારી વલ્લભિપુરમાં આવી ધનાઢ્ય થયો. તે વલ્લભિ રાજ્યનો મોટો નગરશેઠ ગણાવા લાગ્યો તેની છોકરી પાસે એક રત્નજડિત કાંસકી હતી. તે શિલાદિત્ય રાજાની કુંવરીએ માગી પણ તેણીએ આપી નહિ, તેથી રાજાએ ગુસ્સે થઇને બળાત્કારે પડાવી લીધી, એટલે, કાકુ ક્રોધાયમાન થઇ કોઇ પરદેશી મુસલમાન રાજાને ઘણું ધન આપી તેને વલ્લભીપુર ઉપર ચઢાવી લાવી આખા રાજ્યનો અને વલ્લભીનગરનો નાશ કરાવ્યો. છેવટે યવનરાજે પણ વિચાર્યું કે:—" જે દેશદ્રોહી—રાજદ્રોહીએ પોતાના દેશનું—રાજનું નિકંદન વાળવામાં પાછું વાળીને જોયું નહિ તો તે મારૂં શું શ્રેય કરશે?', એમ ધારી કાકુ ને પણ ગરદન માર્યો, ને એવી રીતે વલ્લભિવંશ તથા રાજ્યનો નાશ થઇ ગયો. ઘેલાશે નામે નાની નદીના

પુરને લીધે જમીનનું ખોદાણ થવાથી, મકાનોના પાયા, સોનારૂપાની મુર્તિઓ અને જુના સિક્કા વિગેરે પુષ્કળ જડી આવે છે. તે ઉપરથી ધારવામાં આવે છે કે વલભિપુર ઘણું મહાન્, સુંદર અને વિસ્તીર્ણ નગર હશે તેમાં બૌદ્ધમઠ ઘણા હતા. અને કરોડપતિઓની સંખ્યા ૧૦૦ ઉપરાંત હતી.

## ચાવડા વંશ.

વલ્લભી રાજ્યનો નાશ થયા પછી ચાવડા જાતના રજપૂતોએ ઝીંઝુવાડાની પાસે પંચાસર શહેર વસાવી ત્યાં રાજધાની કરી. એ વંશનો પહેલો રાજા જયશિખર ઇ. સ. ૬૯૬ માં પંચાસરમાં રાજ્ય કરતો હતો, તે વખતે કનોજના કલ્યાણી નગરમાં ભૂવડ નામે એક બળવાન રાજા હતો. જયશિખરનો રાજકવિ શંકર એક વખત ફરતો ફરતો ભૂવડના દરબારમાં ગયો. ભોળાભાટે જાતિસ્વભાવને અનુસરીને ભુવડના દરબારમાં પોતાની મનોહારિણી ગુર્જરભૂમિના, અપૂર્વ સુંદર રાણી રૂપસુંદરીની અને પોતાના રાજા તથા ગુર્જર પ્રજાના ઘણા વખાણ કર્યાં. વળી ભૂવડના વિદ્વાનોની સભામાં તેની જીત થઇ. ગુજરાતની આટલી બધી આબાદી અને શ્રીમંતાઇ તથા જયશિખરીની પ્રગાઢ કીર્તિ અભિમાની ભુવડથી કહી શકાઇ નહિ. તરતજ તેણે પોતાના મીર નામે સરદારને લશ્કર આપી ગુજરાતપર મોકલ્યો. પણ તેને તો જયશિખરીના સાળા સુરપાળે અધવચથીજ હરાવીને પાછો પથસવી દીધો, જેથી ભૂવડ પંડે પોતાના સોળ પટાવતો અને ભારે સૈન્ય લેઇને પંચાસર પર ચઢયો. પર દિવસ સુધી ઘેરો ચાલ્યો,

ભયંકર લડાઇ ચાલી, કરોડો સુભટો કપાયા, અને જયશિખરીએ પણ જાણ્યું કે અંતના દિવસો હવે નજીક આવ્યા. એટલે સુરપાળને બોલાવી ગર્ભવતી રાણી રૂપસુંદરીને કોઇ નિર્ભય સ્થાનમાં મોકલાવી દીધી. અને પછી યાહોમ કરીને ભૂવડના સૈન્યપર તુટી પડયો. શત્રુની તેણે ખાખાખીખી કરી નાખી મહા મુશીબતે ભૂવડ નામનો જય મેળવી શકયો. જયશિખર રણમાં રોળાઇ ગયો તેના શબને ભૂવડે અગ્નિ સંસ્કાર કર્યો. ઘણી રાણીઓએ અને દાસ દાસીઓએ જયશિખરીની ચિતામાં આત્મવિસર્જન કર્યાં.

રાણી રૂપસુંદરી અને વનરાજ--રૂપ સુંદરીને ગુપ્ત સ્થાનમાં મૂકીને જયશિખરીની મદદે ધાયેલા સુરપાળને વાટમાંજ રાજાના મરણની ખબર મળી. એટલે તે વેર લેવાને માટે ડુંગરોમાં ભરાયો રાણીનું એક ભીલડીએ વનમાં સારૂં જતન કર્યું. વૈશાખી પુનમે તે પુણ્યાત્મા રાણીને એક પૂર્ણ ચન્દ્ર જેવો કુંમાર અવતર્યો રાજકુમાર રાજમહેલમાં જન્મવો જોઇએ. પણ પ્રભુની ઇચ્છાથી તે વનમાં જન્મ્યો માટે તેનું નામ રાણીએ **વનરાજ** રાખ્યું. ૭ માસના વનરાજને **શિલગુણસુરી** નામના **જતીએ** જોયો, પોતાનાજ રાજાનો કુમાર જાણી માતા પુત્રને તે પોતાના આશ્રમમાં લેઇ ગયો ત્યાં કુમારને ઉછેર્યો અને રાજકુમારને છાજે તેવી કેળવણી આપી.

વનરાજ મોટી ઉમરનો થતાં મામા સુરપાળની સાથે ગીરનારના જંગલમાં જઇ લડાયક કેળવણી લેતો. કુમારનું પ્રચંડ બળ અને અસીમ સાહસ જોઇ સુરપાળને ખાત્રી થઈ કે રાજાનું વેર કુમાર લેશે. અચાનક સુરપાળનું મરણ થવાથી મામાની ઓથ-

ગઇ, પરંતુ **અણુહીલ ભરવાડ શ્રીદેવી, ચાંપા વાણીયા** અને બીજા લડાયક મિત્રો મળવાથી તે ખોટ પુરાઇ અને પિતાનું વેર લેવાની તૈયારી કરી.

ભુવડે ગુજરાતની ઉપજ પોતાની કુંવરી મીનળદેવીને સોંપી હતી. જેથી તેણીનાં માણુસો ગુજરાતમાંથી પુષ્કળ ધન સંપત્તિ લેઇ જતા તેઓના પર વનરાજ ઓચિંતો તૂટી પડી બધું લૂટી લેતો. ધીરે ધીરે ઘણો પૈસાદાર થયો. અને પુષ્કળ દ્રવ્ય થવાથી તેણે **ઈ. સ. ૭૪૬** માં એક મોટું શહેર વસાવ્યું, અને અણુહીલે કરેલા ઉપકારોના બદલામાં તે શહેરનું નામ **અણુહિલપુર પાટણ** રાખી ત્યાં રાજધાની કરી **શ્રીદેવાએ** તેને **રાજતિલક** કર્યું અને **ચાપો** પ્રધાન થયો. તથા વૃદ્ધ મા, અને જતીને માનસહ લાવીને રાખ્યાં. ભૂવડના રાજ તત્વનો નાશ કરી પિતાની વેરની પૂર્ણાહુતિ કરી, ને ફરીથી **ચાવડા વંશની** સ્થાપના કરી. ચાંપા પ્રધાને પાવાગઢની તળેટીમાં **ચાંપાનેર** વસાવ્યું છે. તેની વસ્તી તુટીને હાલનું અમદાવાદ બન્યું છે. **રાજા વનરાજ** પોતાની રાજધાનીમાં ૬૦ વરસ રાજ કરી ૧૧૦ વરસની ઉમ્મરે ઇ. સ. ૮૦૬ માં સ્વર્ગવાસી થયો. હાલ પણ પાટણના **પંચાસરાપારસનાથના** દેહરામાં વનરાજનું બાવલું ઉભું છે.

યોગરાજ—ઇ. સ. ૮૦૬ થી ૮૪૨ સુધી ૩૬ વર્ષ,

આ રાજા સાચો, દયાળુ અને પરાક્રમી હતો. તેણે રૈયતની આબાદી તથા રાજની ઉપજ વધારી દીધી, તેના જેવો તીર મારનાર અને નીતિમાન રાજા કોઇ નહોતો. તેના કુંવર ક્ષેમરાજે પર-

દેશી વેપારીઓનાં વહાણો લુટયાં ત્યારે યોગરાજે કહ્યું કે—"ગુજરાતના રાજા ચોરલોકપર રાજ્ય કરે છે" આવી લોક વાયકા દૂર કરવા માટે હું મહેનત કરૂંછું ત્યારે તમે તેમાં ધુળ મેળવો છો એમ કહી વેપારીઓની નુકસાની ભરી આપી. અને ક્ષેમરાજને સખત ઠપકો આપ્યો, પ્રજાજનોએ કુમારને ઠપકો ન આપવા રાજાને વીનવ્યો ત્યારે તેણે કહ્યું "જો કુમારના કામને વખાણું છું તો હું પાપી અને ચોર ઠરૂંછું અને તે બદલ તેને શાસન આપતાં તમારાં દીલ દુભાય છે." એમ કહી પોતે ચિતા ખડકાને બળી મુઓ.

"રાજાઓએ દેશની આબાદી કેમ જાળવવી?" તે યોગરાજ સારી રીતે સમજતો, એવું ઉપરની વાતથીજ જણાઇ આવે છે.

**ક્ષેમરાજ**—ઇ. સ. ૮૪૨ થી ૮૬૬—૨૯ વર્ષ લોભી અને ક્રોધી હોવાથી તેને રાજકુટુંબ સાથે અણબનાવ રહેતો.

**ભુવડ**—ઇ. સ. ૮૬૬ થી ૮૯૫—૨૯ વર્ષ. આ રાજાને **ચીથુરાજા** કહેતા, તેણે શાન્તિથી રાજ્ય ચલાવેલું છે.

**સામંતસિંહ**—ઇ સ. ૮૯૫ થી ૯૨૦—૨૫ વર્ષ. આ રાજા લડાઇમાં કુશળ હતા તેણે જંગલી લોકપર જીત મેળવી હતી,

**રત્નાદિત્ય**—ઇ. સ. ૯૨૦ થી ૯૩૫—૧૫ વર્ષ. આ રાજા વચન પાળનારો શરો અને સત્યવાદી તથા બળવાન હતો, તેણે રાજ્યમાંથી ચોર, ઠગારા વિગેરે ગુનેગારોને કાઢી કાઢી પ્રજાને સુખ આપ્યું.

**સામંતસિંહ**—ઈ. સ. ૯૩૫ થી ૯૪૨— ૭ વર્ષ. ચાવડા વંશનો આ છેલ્લો રાજા, નબળો, દુર્ગુણી અને દારૂડીઓ હતો. દારૂની ધુનમાં તેણે પોતાના ભાણેજ **મુળરાજને** ગુજરાતની ગાદી લખી આપી. ને નિશો ઉતરી ગયા પછી નાકબુલ કરી, એટલે ભાણેજે કેટલાક સરદારો સાથે સંપ કરી તેનો અને તેના આખા કુટુંબનો નાશ કર્યો. ગાદીનો દાવો કરનાર એક ધાવણું બાળક પણ તેણે જીવતું રહેવા ન દીધું. અને પોતે ગુજરાતની ગાદીપર ચડી બેઠો. એવી રીતે ચાવડા વંશની સમાપ્તિ થઇ ને ગુજરાતની ગાદી વનરાજના કુળની કન્યાના વંશમાં ગઇ.

---

## સોલંકી વંશ.

**જયશિખરને** મારનાર **ભૂવડની** સાતમી પેઢીએ **ભુવનાદિત્ય** રાજા થયો. તેને **રાજ**, **બીજ** ને **દંડક** એ ત્રણ છોકરા હતા. તેમાંનો રાજ એક વખતે પ્રભાસપાટણની જાત્રાએ આવેલો તેની બહાદુરી જોઇ સામતસીંહે પોતાની બેન **લીલાદેવી** તેની સાથે પરણાવી. ગર્ભ સમયે લીલાદેવી મરણ પામવાથી તેનું પેટ ચીરીને તેમાંથી બાળક જીવતો કાઢી લીધો તે વખતે મૂળ નક્ષત્ર હતું. માટે તેનું નામ મૂળરાજ પાડયું. આ મૂળરાજે ચાવડા વંશનું નિકંદન વાળ્યું.

**મૂળરાજ**—આ રાજા મહા બુદ્ધિમાન અને પરાક્રમી પણ લોભી અને પાપી હતો. તેના વખતમાં મુખ્ય ચાર બનાવ બન્યા છે.

**( ૧ ) અજમેરને તલંગણની સવારી ( ૨ ) સોરઠના ગ્રહરીપુ સાથે લડાઇ. ( ૩ ) લાટ દેશના રાજા સાથે લડાઈ ( ૪ ) રૂદ્રમાળની સ્થાપના.**

( ૧ ) મૂળરાજ ચાવડાની ગાદીપર વિના હક્કે ચડી બેઠો તેથી ઉત્તરેથી **અજમેર નો રાજા** અને દક્ષિણથી **તેલંગણનો** સેનાપતિ **બાર૫** એ બે તેના ઉપર ચઢી આવ્યા, મૂળરાજે પહેલા શત્રુને ધન આપીને તથા બીજાને લડાઇમાં હરાવીને બન્નેને પાછા વળાવ્યા,

( ૨ ) સોરઠનો રાજા **ગ્રહરીપુ** અને **કચ્છનો રાવ લાખો સોમનાથના જાત્રાળુઓને** લૂંટવા લાગ્યા. જેથી મૂળરાજે તેમની સાથે યુદ્ધ કર્યું. તેમાં **ગ્રહરિપુ** અને **લાટ** બેઉ મરાયા. એટલે બધા ખંડીઆ રાજાઓ ગભરાયા. અને તેમણે મૂળરાજની આણ સ્વીકારી.

( ૩ ) **લાટ દેશ**( ભરૂચ ) ના રાજાએ ભેટમાં એક ખોડ વાળો હાથી મોકલ્યો. જેથી અપમાન માનીને મૂળરાજ તથા તેનો છોકરો **ચામુંડ** એ બેઉ લાટ દેશપર ચડયા, અને રાજાને નમાવ્યો. એ લડાઇમાં ચામુંડની બહાદુરી જોઇ મુળરાજ ઘણો હરખાયો.

( ૪ ) મૂળરાજ શીવ ધર્મી હોવાથી તેણે ઘણાં શીવાલય બંધાવ્યાં હતાં સિદ્ધપુરમાં **રૂદ્રમાળનું** દેવળ તેણે ચણાવવા માંડયું પણ તે અધુરૂં રહી ગયું.

રાજ્ય લોભથી તેણે કરેલા પાપનાં પ્રાયશ્ચિત્તને માટે બ્રાહ્મણોને ઉત્તરમાંથી બોલાવીને ઘણાં ગામ, જાગીરો અને પુષ્કળ દ્રવ્ય

દાન કર્યું. ને તેમને ગુજરાતમાં વસાવ્યા. તેઓ હાલ પણ **ઔદીચ્ય બ્રાહ્મણો** કહેવાય છે. પછીથી મૂળરાજ પોતાના દીકરા ચામુંડને રાજ સોંપી પોતે તિર્થ યાત્રા કરવા ગયો.

**ચામુંડ**—ઈ. સ. ૯૯૭ થી ૧૦૧૦— ૧૩ વરસ રાજ કરી પોતાના છોકરા વલ્લભસેનને રાજ સોંપી પોતે કાશીમાં જઇને રહ્યો.

**વલ્લભસેન**—આ રાજા દયાળુ અને સાચો હતો. ગાદીએ બેઠા પછી તે થોડા વખતમાં શીતળા ના રોગથી મરણ પામ્યો. તેથી ચામુંડે આવી બીજા કુંવર **દુર્લભસેનને** રાજ આપ્યું, ને પોતે શુકલતિર્થ જઇ રહ્યો.

**દુર્લભસેન**—ઇ૦ સ૦ ૧૦૧૦ થી ૧૦૨૨–૧૨ વરસ. આ રાજાએ સારી રીતે રાજ ચલાવ્યું. તે માળવાના રાજાની બેન વેરે પરણ્યો હતો. તેમજ પોતાના ભાઈ **નાગરાજને** પણ પોતાની સાળી સાથે પરણાવ્યો હતો. એ નાગરાજનો છોકરો **ભીમદેવ** ગુજરાતનો રાજા થયો.

દુર્લભસનના વખતમાં કોઇ કોઇ વખત મુસલમાનોની સવારી થતી અને તેઓ દેશની ભારે ખુવારી કરતા તથા કરોડો રૂ. દેશમાંથી લૂંટી જતા. છતાં તે પર લક્ષ ન આપતાં તળાવ દહેરાં વિગેરે બંધાવવા પાછળ પુષ્કળ દ્રવ્ય ખરચી નાંખ્યું. જેથી તેની પાછળના રાજાઓને બહુ વેઠવું પડયું.

**ભીમદેવ બાણાવળી** ઇ૦ સ૦ ૧૦૨૨ થી ૧૦૭૨–૫૦ વરસ આ રાજાના વખતમાં મુખ્ય ચાર બનાવ જાણવા લાયક બન્યા છે.

(૧) સુલતાન મહમદની સોમનાથપર સવારી. (૨) માળવા પર ચઢાઈ. (૩) અજમેરના રાજાની ગુજરાતપર ચઢાઈ. (૪) સીંધ તથા સીંદીના રાજા પર ચઢાઈ. ભીમદેવ બાણ મારવાનું કામ સારૂં જાણતો જેથી તે ભીમ બાણાવળી તરીકે ઓળખાઇ ગયા છે તે ચોર પકડવામાં, ગુનેગારોને સજા કરવામાં, અને લડાઇમાં ચાલાક હતો. તેના વખતમાં વિમળશા નામના ધનાઢ્ય શ્રાવકે આબુ ઉપર દેલવાડામાં અનેઆરાસુર ઉપર કુંભારીઆમાં આરસ પહાણનાં મોટાં અને સુંદર દહેરાં બંધાવ્યાં છે.

(૧) ઇ० સ० ૧૦૨૪ માં ગીજનીના મુસલમાન બાદશાહ મહમુદે સોમનાથ મહાદેવના વિશાળ, અને સ્મૃદ્ધિવાન દેવળ ઉપર સવારી કરી. દેવળના રક્ષણ માટે ભીમદેવ લશ્કર લેઇને આવ્યો પણ હાર્યો. અને તેને નાસવું પડ્યું તે કચ્છ ભણી નાસી જઇને કંથકોટના કિલ્લામાં ભરાયો. દેહરૂં મહમુદે કબજે કર્યું. યવનરાજ હિંદુ દેવળમાં પેઠો. મૂર્તિ તોડી નાખવા માંડી, પુજારીઓએ તેમ ન કરવા અને તે બદલ કરોડો રૂ. આપવાનું કબુલ કર્યું. પણ ધર્માંધ મહમુદે તે ન માન્યું. અને મૂર્તિના ત્રણ કકડા કર્યા. તેના પોલમાંથી અઢળક ધન નીકળ્યું. અને ત્રણ કકડાઓમાંનો એક મક્કે બીજો મદીને તથા ત્રીજો ગીજની મોકલ્યો. ગુજરાતમાંથી પોતાના દેશમાં પાછો જતાં મહમુદ રસ્તામાં ભુલો પડ્યો. તેનાં બધાં માણસો રેતીના રણમાં પાણી વિના તરફડી તરફડી મુઆં. અને તે મહા મુસીબતે જીવતો પહોંચ્યો.

(૨) જે વખતે ગુજરાતની ગાદીએ ભીમ બાણાવળી

હતો તે વખતે માળવાની ગાદીએ ભોજ રાજા હતો, તેને તથા ભીમદેવને અણબનાવ હતો. ભીમદેવે જ્યારે સીદ્ધપુર ઉપર સવારી કરી હતી. ત્યારે ભોજના સેનાપતિ કુલચંદ્ર અણહિલપુર લુટયું તથા બાળ્યું હતું. તેનો બદલો લેવા ભીમદેવે કાશીના કરણ રાજા જોડે મળીને માળવા પર ચડાઇ કરી. ચાલતી લડાઈમાં ભોજ મરી ગયો. તેથી કરણ રાજાએ ધારા નગરીનો ધન ભંડાર લૂંટયો. અને ભીમદેવને માળવાની ઉપજ આપવાનું નક્કી કર્યું.

( ૩ ) મુસલમાનોએ જીતી લીધેલા પ્રાંતો પાછા મેળવવા માટે અજમેરના ચોહાણ રાજા વિશળદેવની સરદારી નીચે બધા રજપુત રાજાઓ એકઠા થયા હતા. તેમાં ભીમદેવ ન જવાથી વિશળદેવે તેના પર ચડાઇ કરી. ભીમદેવ હાર્યો અને લડાઈની જગાએ વિશળદેવે તેના પર ચઢાઈ કરી. ભીમદેવે હાર્યો અને લડાઇની જગાએ વીશળનગર વસાવવાનું કબુલ કરાવી તથા ઘણું ધન લેઇને વિશળદેવ પાછો ફર્યો.

( ૪ ) સીધનો હમ્મુકરાજા તથા સીઠીનો કરણરાજા ભીમદેવનું વારંવાર અપમાન કરતા તેથી તેમને તેણે નમાવ્યા.

ભીમદેવને ત્રણ છોકરા હતા. ક્ષેમરાજ, કરણ અને મૂળરાજ લડપણનો વખત પ્રભુ ભકિતમાં ગાળવા માટે તેણે ક્ષેમરાજને રાજ આપવા માડયું. પણ તેણે પિતાની સાથે પવિત્ર જીવન ગાળવાની ઇચ્છા જણાવ્યાથી બીજા કુંવર કરણને ગાદીએ બેસાડયો.

રાજા કરણ—વિ. સં. ૧૦૭૨ થી ૧૦૭૨—૨૨ વરસ. આ રાજા દક્ષિણના ચંદ્રપુરના રાજાની કુંવરી મિનળદેવી સાથે પર-

ણ્યો હતો, તેનાથી તેને **સિદ્ધરાજ જયસિંહ** નામે પ્રતાપી પુત્ર અવતર્યો હતો. સિદ્ધરાજ૩ વરસનો થયો એટલે કરણરાજા મરણ પામ્યો.

કરણ રાજાએ ધંધુકા, અસાવળ, મહેવાસ વિગેરેના કોળી રાજાઓને કબજે કરી રાજ્ય મજબુત કર્યું. મોઢેરા ગામ આગળ તેણે કરણસાગર તળાવ બંધાવ્યું. અનેકરણાવતી નગરી વસાવી હતી આ નગરી અમદાવાદની પાસે રણમુકતેશ્વર મહાદેવની જગા છે તેજ હશે એમ ધારવામાં આવે છે.

**રાણી મીનળદેવી**—કરણ રાજાના મરણ વખતે સિદ્ધરાજ નાનો હોવાથી તેની મા મીનળદેવી તેના વતી સર્વ રાજકારભાર ચલાવતી, તેને સામતુ અને મુંજાલ નામે બે ચાલાક વાણીઆ પ્રધાન હતા. રાણીએ ધોળકામાં મલાવ અને વીરમગામમાં મુનસર એ બે તળાવ બંધાવ્યાં હતાં. અને તેણે શુકલતીર્થના જાત્રાળુઓ પાસેથી જે ભારે કર લેવામાં આવતો તે બંધ કર્યો.

**સિદ્ધરાજ જયસિંહ**—ઇ. સ. ૧૦૯૪ થી ૧૧૪૩—૪૦ વરસ. આ પ્રતાપી રાજા ઈ. સ. ૧૦૯૧ માં પાલણપુરમાં જન્મ્યો હતો. ૩ વરસની ઉમ્મરે પિતાના મૃત્યુથી તે રાજગાદીપર બેઠો. અને તે લાયક ઉમ્મરનો થતાં સુધી તેની મા મીનળદેવીએ રૂડી રીતે રાજકારભાર ચલાવ્યો. બાલરાજાને લેઇ મીનળદેવી સોમનાથની જાત્રાએ ગએલી ત્યારે માળવાના રાજા યશોવર્મા એ તેની રાજધાની ઉપર સવારી કરી તે વખતે અણહીલપુરના કામ ચલાઉ પ્રધાને તેને પૈસા આપી પાછો વાળ્યો. સિદ્ધરાજના જાણવામાં આ સમાચાર આ-

વર્તાંજ તે એકક્રમ માળવા પર ચઢયો અને તેને ૧૨ વરસ સુધી ઘેરો ઘાલીને જીતી લીધું, રાજા યશોવર્માને કેદ પકડીને પાટણ લાવ્યો. પરંતુ સુધરેલી રીત મુજબ તેણે કદી રાજાને માન આપીને મોટાઇ બતાવી. માળવાની લડાઇ ચાલતી વખતે સિદ્ધરાજે પાટણમાં સહસ્ત્ર લિંગ તળાવ અને તેના પાળ ઉપરનાં દેહરાં બંધાવ્યાં. સિદ્ધરાજે જુનાગઢ જીત્યું—સિદ્ધરાજની સાથે કુંભારને ઘેર ઉછરેલી રાણકદેવી નામની રાજકુમારીની સાથે સગાઇ થઇ હતી, પણ જુનાગઢના રાજા રાખેંગાર તેણીને બળાત્કારે લેઇ જઇને તેની સાથે પરણ્યો. જેથી ક્રોધે ભરાઇ જૂનાગઢને બાર વરસ લગી ઘેરો ઘાલ્યો. રાખેંગારનો ભાણેજ ફુટવાથી તે હાર્યો ને મરાયો. સિદ્ધરાજે જૂનાગઢનું રાજ્ય ખાલસા કર્યું ને રાણકદેવીને ફરીથી પોતાની સાથે લગન કરવા કહ્યું. તે ન માનવાથી તેણીના બે છોકરાઓને પણ તેણે મારી નાખ્યા. રાણકદેવી વઢવાણ આગાળ સતી થઇ. બુંદેલખંડના રાજા મદનવર્મા પર સ્વારી કરી તેને હરાવ્યો અને ઘણું નજરાણું લીધું.

## સિદ્ધરાજનાં લોકોપયોગી કામો અને રાજ્યનો વિસ્તાર.

સિદ્ધરાજે પોતાના મુલકમાં ઠેકાણે ઠેકાણે વાવ, કુવા, તળાવ, દહેરાં વિગેરે બંધાવી પ્રજાને ઘણી સુખી કરી. રાજ્યનો બંદોબસ્ત તેણે સારો રાખ્યો હતો. ને તે ન્યાયી હતો.

ગુજરાત. સોરઠ. અને કચ્છ ઉપરાંત ઉત્તરે અચળેશ્વરને ચંદ્રાવતીના પરમાર રાજાઓ પણ સિદ્ધરાજની આણ માનતા. પૂર્વે તરફ માળવા સુધી અને દક્ષિણમાં કોલ્હાપુર સુધી તેની હાક વાગતી.

કુમારપાળ—સિદ્ધરાજને પુત્ર ન હોવાથી તેના ઓરમાન કાકા ક્ષેમરાજના વંશમાં તેની ગાદી ગઈ. ક્ષેમરાજનો પુત્ર દેવી પ્રસાદ, અને દેવી પ્રસાદના ત્રિભુવન પાળને ત્રણ કુંવર અને બે કુંવરીઓ હતી. મહીપાળ, કીર્તિપાળ—અને કુમારપાળ એ ત્રણ કુંવર તથા પ્રેમળદેવી અને દેવળદેવી એ બે કુંવરીઓ હતી. તેમાંની પ્રેમળદેવી સિદ્ધરાજના સામંત કાનદેવ વેરે અને દેવળદેવી કાસ્મીરના મહારાજા વેરે પરણાવી હતી. પોતાની પાછળ કુમારપાળ ગાદીએ ન બેસે એવી સિદ્ધરાજની ઇચ્છા હતી. તેથી તેણે તેને પકડવાને બહુ યત્ન કર્યો હતો. જેથી કુમારપાળને બહુ દુઃખ વેઠવું પડયું હતું. સિદ્ધરાજનુ મરણ થતાંજ પોતાના બનેવી કાનદેવની મદદથી કુમારપાળ ગાદીએ બેઠો.

કુમારપાળ ગાદીએ બેઠો તે વખતે તેની ઉમર ૫૦ વરસની હતી. સિધરાજના ભયથી તે નાસતો ફરતો હતો. તે વખતે તેને ઉદાય મંત્રિ અને હેમાચાર્ય ગુરૂ વિગેરે જૈનોની સારી મદદ મળી હતી. જેથી તેણે ગાદી મળે તો જૈન થવાનું તેઓને વચન આપ્યું હતું. જેથી તેણે રાજ્ય મળ્યા પછી જૈનધર્મનો અંગીકાર કર્યો હતો.

કુમારપાળને વગર હકે ગાદી મળી એમ સમજી કેટલાક સરદારો તથા રાજાઓએ બંડ કર્યાં. તે તેણે સમાવ્યાં નાગોર (અજમેર ) ના રાજા આનાને લડાઈમાં જખમી કરી તાબે કર્યો. માળવાના રાજાને જાતે જઇને નમાવ્યો. કોકણના રાજા મલ્લિકાર્જુનને ગુજરાતના સામંત આમ્રભટે બીજી સવારીમાં હરાવ્યો, માર્યો અને રાજધાની લુટી બહુ ધન લાવ્યો.

કુમારપાળે મહાદેવનાં તથા પારસનાથનાં ઘણાં દહેરાં બંધાવ્યાં અને સોમનાથનું દહેરું સમરાવ્યું. રાજ્ય કરતાં એને ૩૦ વ-રસ થયાં ત્યારે રક્ત પિત્તનો રોગ થવાથી તે મરી ગયો.

**હેમાચાર્ય ગુરૂ**—એ ઈ. સ. ૧૦૮૯ માં ધંધુકામાં જન્મ્યા હતા. તેમના બાલ્ય ચાતુર્યથી ખુશી થઈ **દેવચંદ્ર** નામના જૈન આચાર્યે તેમને દિક્ષા આપી, અને હેમાચાર્ય પ્રવીણ આચાર્ય નીવ-ડયા; તેમની વિદ્વત્તા અને ડહાપણથી સિદ્ધરાજ તેમને જૈન હોવા છતાં પણ માન આપતો ઈ. સ. ૧૧૭૨ માં કુમારપાળની પછી તરતજ તે ગુજરી ગયા. તેમણે બનાવેલું પ્રાકૃત વ્યાકરણ હાલ ઘણું પ્રસિદ્ધ છે.

**અજેપાળ રાજા**—કુમારપાળ અપુત્ર મરવાથી તેના ભાઈ મહીપાળનો કુમાર **અજેપાળ** ગાદીએ બેઠો તે જૈન ધર્મને ધિક્કા-રતો, તે ધર્મનાં દેવળો તેણે તોડી નાખ્યાં જૈન મંત્રીઓ તથા સ-રદારોને માર્યા અને ઘણો અત્યાચાર કર્યો જેથી મહેલના દ્વારે પોળીઆએ તેની છાતીમાં કટાર ઘોંચી તેનો જીવ લીધો.

**બાળમૂળ રાજ**—અજેપાળ મરી ગયો ત્યારે તેનો કુમાર મૂળરાજ બીજો નાનો હોવાથી તેની મા **નાયકાદેવી** રાજકાર-ભાર ચલાવતી, અને તેનો કાકો **ભીમદેવ** દેશનો બંદોબસ્ત રાખતો તે વખતમાં **શાહબુદ્દીન ઘોરી** ગુજરાતપર ચઢી આવ્યો હતો તેને ભીમદેવે હરાવી કાઢયો હતો, બાળમૂળરાજ માત્ર બે વરસ જીવીને મરણ પામ્યો જેથી તેનો કાકો ભીમદેવ ગાદી બેઠો.

**ભીમદેવ બીજો**—આ રાજા ચઢાઉ, અને અવિચારી હતો, તેથી તેને ભોળો ભીમ કહ્યો છે.

ભીમદેવ અને પૃથ્વીરાજ વચ્ચે વેરબંધાયું. આબુના રાજા જેતસી પરમારની કુંવરી ઈચ્છિન કુમારી સાથે અજમેરના રાજા સોમેશ્વરના પુત્ર પૃથ્વીરાજનું લગ્ન થવાનું હતુ તે કન્યા ભોળા ભીમે માગી, આબુના રાજાએ ન આપી. એટલે ભીમ લશ્કર લેઇને આબુ ઉપર ચડ્યો, એટલે આબુના રાજાએ કુંવરીને અજમેર મોકલી . ભીમ અજમેર ગયો, ત્યાંના રાજા સોમેશ્વર જોડે લડ્યો અને તેને માર્યો, આથી પૃથ્વીરાજે પિતાનું વેર લેવાની પ્રતિજ્ઞા કરી.

## પૃથ્વીરાજ અને ભીમદેવ વચ્ચે લડાઇ.

પિતાનું વેર લેવાને તેનો શુરવીર પુત્ર પૃથ્વીરાજ ભારે બળવાન લશ્કર લેઇને ગુજરાતપર ચઢ્યો અને ભીમને હરાવી, નગાવી દિલ્હી ગયો તો ત્યાં તેને હાથે સાત વખત સજ્જડ હારખાઇને ગએલો ઘોરી સુલતાન શાહબુદીન લઢવાને તૈયાર થઇ આવેલો જણાયો. પૃથ્વીરાજ અને શાહબુદીન વચ્ચે ભારે લડાઈ ચાલી, પરંતુ રજપૂતોના કુસંપને લીધે તેમનું બળ પાછું પડેલુ હતુ જેથી પૃથ્વીરાજ બહાદુરીથી લઢતા પણ હાર્યો કેદ પકડાયો, અને તેને શાહબુદીને આખરે કરી મારી નાખ્યો,

**કુતબુદીનની ગુજરાતપર સવારી**—શાહબુદીન દીલ્હી અને અજમેર કુતબુદીનને સોંપી ગીજની ગયો કુતુબુદીને કાસી અને કનોજના રાજાઓને હરાવી ઘણો જુલમ ગુજાર્યો, અને ઇ. સ. [illegible] તે ગુજરાતપર ચડી આવ્યો. ભીમદેવ હારીને નાસી [illegible] પુષ્કળ દ્રવ્ય લુંટી લીધું અને પછી ગીજની ગયો.

એટલે ભીમદેવે પાછા આવીને બીજા રાજાઓ સાથે સંપ કરીને અજમેરમાંની મુસલમાની સત્તાનું મૂળ કાઢવા માંડયું. એ સમાચાર સાંભળતાંજ કુતબુદીન પાછો આવ્યો ભીમ સાથે લડયો. પણ તેમાં તે ઘસઘસાટ સુબો હાર્યો અને ઘવાયો પરંતુ ગુજરાતના અધઃપતનના ભાવી પ્રબળથી કુતબુદ્દીનને નવી ફોજની મદદ આવી મળી. જેથી ભીમને નાસવું પડયું અને તે ઉપરાંત તેણે અણહીલપુર પણ ગુમાવ્યું. પરંતુ ત્રણ વરસ રખડી રખડીને પણ તેણે છેવટે તો તે પાછું જીત્યું.

**ત્રિભુવનપાળ**—ઇ. સ. ૧૨૪૨ થી ૧૨૪૪—૨ વરસ.

ભીમદેવના વખતથી સોળંકીઓ નરમ અને વાઘેલાઓ ગરમ થઇ ગયા હતા. તેમાં વળી આ રાજા નિર્માલ્ય નીવડવાથી ધોલકાના વાઘેલા રાણા વિસળદેવે તેને ગાદીએથી ઉઠાડી સોલંકી વંશની સમાપ્તિ કરી.

---

## વાઘેલા વંશ.

ભોળા ભીમદેવને અર્ણોરાજ વાઘેલાનો કુમાર લવણપ્રસાદ નામે કારભારી હતો. તેને ભીમદેવ સાથે અણબનાવ થવાથી ધોળકા અને ધંધુકા પ્રગણાં જીતી લેઇ તે પોતાની રાજધાની કરી બેઠો.

લવણ પ્રસાદને વીરધવળ નામે પ્રતાપી પુત્ર હતો. અને તેને વસ્તુપાળ તથા તેજપાળ નામના બે શ્રાવક વાણીઆઓ મંત્રી

હતા. વાણીઆ જાત હોવા છતાં તે લડાઇમાં ચાલાક, અને રાજતંત્ર ચલાવવામાં કુશળ હતા. તેમણે **ખંભાત, ગોધરા સાબરમતી, અને નર્મદા** વચ્ચેનો તમામ મુલક જીતી લેઇને રાજ્યમાં ઘણો સુધારો વધારો કર્યો હતો. અને એક વખત ખુદ દીલ્હીના બાદશાહનું લશ્કર પણ તેમણે ભર યુદ્ધમાં પાછું હઠાવ્યું હતું.

**લક્ષ્મીનો સદુપયોગ**—આ બે ભાઈઓ પાસે અપાર લક્ષ્મી હતી. **શેત્રુંજા આબુ** અને ગીરનાર ઉપર તેમણે કરોડો રૂ. ખરચીને બંધાવેલાં સુંદર, ભવ્ય ને વિશાળ દહેરાં હજી પણ તેમના યશ ગૌરવનો આપણને ખ્યાલ કરાવે છે. અને ઘણું ધન ખરચીને તળાવ કુવા, વાવ વિગેરે લોકોપયોગી કામો તેમણે કરેલાં છે તે અત્યાર સુધીની પ્રજાને ઉપયોગમાં આવે છે.

**રાજાનું મરણ**—રાજા વીરધવલ વિ. સ. ૧૨૪૦ મરણ પામ્યો. તેને વિરમદેવ ને વિશાળદેવ નામના બે કુમાર હતા, વાણીઆ મંત્રીઓની મદદથી વિશાળદેવ ગાદીએ બેઠો અને પછી મોટા ભાઇનો ભય ગયા પછી જેની મદદથી પોતે રાજા થએલો તે વાણીઆ મંત્રીઓ પ્રત્યે બેદરકાર થઇ તેમને મંત્રી પદથી દૂર કર્યાં અને નાગર બ્રાહ્મણને મંત્રીપદ ( પ્રધાનપદું ) સોંપ્યું પછી તેણે **અણહિલપુરની** ગાદી ઉપરથી સોળંકી વંશના છેલ્લા હતભાગ્ય રાજા ત્રિભુવનપાળને ગાદીએથી ઉઠાડી મૂક્યો. અને પોતે ગુજરાતનો ધણી થઇ બેઠો. મુસલમાનોએ ધર્માંધપણાથી નાશ કરેલાં દેવળો તેણે ફરીથી બંધાવ્યાં. **વીશનગર** અને **વિજાપુર** ક-

હેરો વસાવ્યા. તથા ડભોઈ નો કિલ્લો બંધાવ્યો. આ રાજા કર્ણાટક-કની રાજકુમારીને પરણ્યો હતો.

**અર્જુનદેવ** ઇ. સ. ૧૨૬૧ થી ૧૨૭૪—૧૩ વરસ વિશળ-દેવ પછી તેનો છોકરો અર્જુનદેવ ગુજરાતની ગાદીએ બેઠો. તેના વખતમાં કંઇ જાણવા લાયક બનાવ બન્યા નથી.

**સારંગદેવ** ઇ. સ. ૧૨૭૪ થી ૧૨૯૬–૨૨ વરસ. આ રાજા ના વખતમાં રાજ્ય શાંતિ સારી હતી.

**કરણઘેલો**—ઇ. સ. ૧૨૯૬ થી ૧૩૦૪—૮ વરસ આ કમ-ભાગ્ય રાજાએ ગરવી ગુજરાતને પોતાના વિલાસી અને સ્વચ્છંદી પણાના દુષ્ટ દુર્ગુણોથી સદાને માટે ઈસ્લામ રાજકર્તાઓના હાથમાં સોંપી અને વાઘેલાવંશની તથા ગુજરાતમાંના રજપુત રાજ્યની પૂર્ણા હુતિ કરી

આ રાજાને **માધવ અને કેસવ** નામે બે નાગર ભાઈઓ મંત્રી હતા. માધવની સ્ત્રી રૂપસુંદરી અતિ રૂપલાવણ્યવતી હોવાંથી વિષયી રાજા કરણે માધવને દુરદેશ રાજકાર્ય માટે મોકલી, કેસવને મારી નાખી, રૂપસુંદરીને પોતાનાં જનાનાંમા મોકલાવી. પત્નિની દુર્દશા અને ભાઇના મરણનું વેર વાળવા માધવે દીલ્હીના બાદશાહ અલ્લાઉદ્દીનને ઉશ્કેરીને ગુજરાત પર ચડાઈ કરાવી. અલ્લાઉદ્દીને વજીર નસરતખાંન તથા ભાઈ અલફખાનને બળવાન સૈન્ય આપી ગુજરાતપર મોકલ્યા. તેમણે આવીને ઇ. સ. ૧૩૦૪ માં ગુજરાત કબજે કર્યું. કરણઘેલો માત્ર પોતાની એક નાનકડી બાળ

દેવળદેવીને સાથે લેઇને નાસી ગયો, યવન સેનાએ તેની રાણી કૌલાદેવીને પકડી દીલ્હી મોકલી દીધી, ત્યાં તે પવિત્ર ક્ષત્રિયાણી મટીને બાદશાહ અલાઉદ્દીનની માનીતિ બેગમ થઈ પડી ગુજરાતને કાયમને વાસ્તે રંડાપો આવ્યો. રૂદ્રમાળ તૂટયો, હજારો દેવાલયો તૂટયાં, અને ઘણાં ગામો, નગરો, યવનરાજની સેનાએ લુટયાં તથા બાળ્યાં, ફક્ત એક કરણઘેલાની મુર્ખતાએ આખી ગુજરાતનો સર્વ નાશ કર્યો.

કરણઘેલો નાસીને નાશકના બાગલાણ નામે પહાડી પ્રાંતમાં સંતાયો, અને લાચારીથી તેણે પોતાની પુત્રી દેવળદેવીની સગાઇ. દેવગીરીના મરાઠા રાજા રામદેવના કુંવર સારંગદેવ સાથે કરવાનુ નક્કી કર્યું. તેવામાં તેના દુષ્ટ તગદીરથી અલાઉદ્દીનની ફોજને દક્ષિણમાં આવવાનું થયું, અને તેની વ્હાલી બેગમ કૌલાદેવીએ પોતાના આગલા ખાવિંદ કરણ પાસેથી દેવળદેવને ખેંચી લાવવાનું ફોજને ફરમાવ્યું. બાદશાહના લશ્કરે દેવગીરી આવતાંજ કરણરાજા પાસે દેવળદેવી માગી. રાજા કરણ રાજ વગરનો હતો. છતાં પણ લાજ વગરનો નહોતો, દેવળદેવીના બદલામાં તેણે ઇસ્લામ સૈન્યને ભયંકર લડાઇ આપી, ઘણા શુરથી હાહામ કરીને લડયો, પણ હાર્યો, અને માર્યો ગયો. દેવળદેવી દુશ્મનને હાથ ગઈ, દીલ્હી પહોંચી, અને પોતાની બેગમ માતાને મળી, તથા શાહજાદા ખીજરખાન સાથે તેની શાદી પણ તરતજ થઈ, એ રીતે ગુજરાત મુસલમાનોના હાથમાં આવી, અને દીલ્હીના બાદશાહ અલાઉદ્દીન તરફથી તે ઉપર એક સુબાની નિમણુક થઈ.

# ગુજરાતમાં મુસલમાની અમલ.

કરણુ વાઘેલાએ ગુજરાત મુસલમાનોના હાથમાં મુક્યુ ત્યારથી એટલે ઇ સ. ૧૩૦૪ થી ગુજરાતપર દિલ્લીના બાદશાહ તરફથી સૂબાઓ આવવા લાગ્યા, અલીફખાં, કમાલુદીનમલીકદિનાર વિગેરે ઘણા શુબાઓ આવી ગયા. તે બધા સ્વતંત્રપણે વર્તતા, રૈયતપર જુલમ ગુજારતા, દેશના લોકોને વટલાવી, તેમના દેહના તોડી નાંખતા,

**મહમદશાહ**—ઈ. સ. ૧૩૯૧ માં જફરખાન નામે શુબેદાર નીમાયો, તે તદન સ્વતંત્રપણે વરતવા લાગ્યો, અને દિલીના બાદ-શાહની તાબેદારી ચોડીને દેઈને ઇ. સ, ૧૪૦૩ માં તેણે પોતાના છોકરા તાતારખાનને મહમદશાહનો ઇલકાબ આપી, ગુજરાત નો પેહેલો સવતંત્ર બાદશાહ ઠરાવી ઇ, સ, ૧૪૦૭ મા મરી જ-વાથી જફરખાનપોતે મુજફરશાહ નામ ધારણ કરીને ગાદીએ બેઠો

**મુજફરશાહ**—ઈ. સ. ૧૪૦૭ થી ૧૪૧૧—૪ વરસ તેણે ઈડરના રાવપર ચડાઈ કરી તેને હરાવ્યો અને હિદુ પ્રજા ઉપર ઘણો જુલમ ગુજાર્યો તે ઇ, સ, ૧૪૧૧ માં મરી જવાથી તેનો પપૌત્ર અહમદશાહ ગાદીએ બેઠો

**અહમદશાહ ૧ લો ૧૪૧૧ થી ૧૪૦૧—૩૦ વરસ** આ શુલતાને અસાવલના રાજા આશા ભીલને હરાવીને ઇ. સ. ૧૪૧૩ માં પોતાના ગુરૂ શેખ જ બખ્ક્ષની સલાહથી સાબરમતીને કાંઠે અમદાબાદ (અમદાબાદ) વસાવ્યુ અને ત્યાં પોતાની રાજ-ધાની કરી તે શહેરની રચના કરવામાં શેખઅહમદખતુ,—શુલ-તાન અહમદ શેખ મહમદ અને મુલા અહમદ એ ચાર જણ હતા.

આ બાદશાહ ધર્માંધ હોવાથી હિંદુઓને ઘણું દુઃખ હતું. તેણે ઇડરના રાવને વશ રાખવા માટે હાથમતિને તીરે કિલ્લો બંધાવી, અહમદનગર (અમનગર) નામે શહેર વસાવ્યું. આ સુલતાને માળવા તથા દક્ષિણના બાદશાહો, અને મેવાડ, બુંદિકોટા વિગેરેના રાજાઓને હરાવીને ખંડણી લીધી હતી.

**અહમદશાહ બીજો**—૧૪૪૧ થી ૧૪૫૧—૧૦ વરસ આ સુલતાને ચાંપાનેરના રાવળ ગંગાદાસને પાવાગઢમાં ઘેર્યો હતો, પણ માળવાનો બાદશાહ રાવળની મદદે આવવાથી સુલતાન ભય પામીને નાસી આવ્યો. જેથી અમીરોએ તેને મારી નાંખી, તેના છોકરા કુતુબને ગાદીએ બેસાડયો.

**કુતુબશાહ**-૧૪૫૧ થી ૧૪૫૯-૮ વરસ. આ સુલતાનના વખતમાં માળવાની ફોજ સરખેજ આવી હતી, પણ તે સામો થવાથી પાછી ગઇ. કુતુબ શાહે ચિતોડના કુંભારાણા ઉપર સવારીઓ કરી તેને નસાડ્યો, અને અમદાવાદમાં કાંકરીયું તળાવ બંધાવ્યું છે.

**દાઉદશાહ**, ૧૪૫૮ થી ૧૪૫૯—૦ વરસ આ સુલતાન રાજ્ય ચલાવવાને નાલાયક હોવાથી અમીરોએ તેના ભાઇ મહમદ ત્રીજાને ગાદીએ બેસાડયો.

**મહમદ ત્રીજો** ( મહમદ બેગડો ) ઇ. સ. ૧૪૫૯ થી, ૧૫૧૩—૫૪ વરસ. એણે પાવાગઢ, અને જુનાગઢ એ બે ગઢ છતેલા હોવાથી તે બેગડો કહેવાયો છે, તે ઘણો બળવાન અને બુદ્ધિવાળી પરંતુ ધર્માંધ હતો. અને ચૌદ વરસની નાની ઉમ્મરે તે ગાદીએ બેઠો હતો.

જુનાગઢના માંડળીક રાજાને હરાવી, અમદાવાદમાં આણ્યો. તેનું રાજ્ય ખાલસા કરી, તેને મુસલમાન બનાવ્યો, અને તેનું નામ માંડળીક બદલી નાખીને ખાનજહાન પાડ્યું.

ચાંપાનેરને ૧૫ા વરસ ઘેરો ઘાલી, ત્યાંના પતાઈ રાવળને હરાવીને તેનું રાજ્ય ખાલસા કર્યું—એ પતાઇ રાવળના વંશજો હાલ છોટા ઉદેપુર તથા દેવગઢ બારીઆમાં રાજ્ય કરે છે. સુલતાન મહમુદે તે પછી ઈડર અને શિરોહી વિગેરે ઘણા રાજાઓને જીત્યા. અને દ્વારિકાંની મૂર્તિ ખંડિત કરી, દેહરામાં મસીદ ચણાવી, ને રાજાને અમદાવાદમાં લાવી, રીબાવી રીબાવીને માર્યો.

આ સુલતાને મહમુદાબાદ અને મુસ્તફાબાદ નામે નગરો વસાવ્યાં. મહેમદાવાદમાં ચાંદાસુરજમહેલ અને ભમરીઓ કુવો બંધાવ્યો તે ઉપરાંત સરખેજમાં મકરબાનો રોજો, ગંજબક્ષનો રોજો, શાહઆલમનો રોજો, દરીયાખાનનો રોજો, દાદાહરીની વાવ, અડાળજની વાવ. વિગેરે ઘણાં મકાનો અને બાંધકામો કરાવેલાં છે. વળી તેને નકશી કામનો તથા ઝાડો રોપવાનો ઘણો શોખ હતો. અમદાવાદની બાગે ફરદાસની જગા હજી પણ તેનું ભાન કરાવે છે.

મહમદ બેગડાને ખાવાનું બહુ જોઈતું રાત્રે પલંગ નીચે તે હમેશાં ખાવાનું ઢંકાવી મૂકતો. ફક્ત મુસલમાનોમાં તે ન્યાયી અને પરોપકારી ગણાતો. પરંતુ તે જેટલો બહાદુર ને પ્રતાપી હતો તેટલોજ તે નિર્દય, ધર્માંધ ને ઘાતકી હતો. જેથી કદી પણ તેને કોઈ સારા રાજાની ગણત્રીમાં મુકી શકાય નહિં.

**મુજફ્ફરશાહ બીજો**—ઈ. સ. ૧૫૧૩ થી ૧૫૨૫—૧૨ વરસ. આ સુલતાનને ઈડરના રાવે તથા ચિતોડના સંગરાણાએ તેનો મુલક લૂટી, સતાવીને બહુ હેરાન કર્યો. **માળવાના બાદશાહને** તેના રજપૂત વજીર **મેદનીરાયે** કેદ કરેલો જેથી બાદશાહે આ સુલતાનની મદદ માગી, ત્યારે સંગરાણાએ મેદનીરાયને મદદ આપી જેથી રજપુતોને મુસલમાનોને ભયંકર લડાઇઓ ચાલી.

**સિકંદર શાહ**—ઇ. સ. ૧૫૨૬ થી ૧૫૨૬—૦ આ સુલતાનને ભાઇએ ભાઇના કજીઆમાં અમીરોએ મારી નાંખ્યો.

**મહમદશાહ ચોથો**—ઇ. સ. ૧૫૨૬ થી ૧૫૨૭—૧ વરસ આ સુલતાનને તેના ભાઈ બહાદુરશાહે ગાદી પરથી ઉડાડી મૂકયો.

**બહાદુરશાહ**—ઇ. સ. ૧૫ ૭ થી ૧૫૩૬—૬ વરસ. સુલતાન બહાદુરશાહ ખરેખર બહાદુર હતો, તેણે ખાનદેશ માળવા, અને **અહમદનગર** જીતી લેઈ ચિતોડના રાણાપર સવારી કરી તે વખતે બધા રજપૂત વીરોએ કેસરીયાં કર્યાં. પછી સુલતાને **સીલેદીના** તાબાના રાયસનના કિલ્લાપર સવારી કરી, કારણ કે તેણે માળવાના રાજાની બેગમોને પકડી હતી, તે પાછી આપી દેવા બહાદુરશાહે તેને લખ્યું પણ તેણે ન માન્યું. જેથી બહાદુરશાહ તેની સાથે લડયો, અને ચિતોડની માફક રાયસેનના રજપૂત વીરો પણ કેસરીયાં કરીને મુઆ. તે પછી ઈ. સ. ૧૫૩૦ માં તેણે **માંડુનો** કિલ્લો લીધો, એવામાં **મોગલબાદશાહ હુમાયુએ** આવી ગુજરાત જીતી લીધું. પણ **શેરશાહે** કરેલું બંડ સમાવા હુમાયુ બંગાળામાં ગયો, દીવ બંદર ઉપર સવારી લઇ ગયો. ત્યાં ફીરંગીઓએ તેને દગાબાજીથી મારી નાંખ્યો.

**મહમદ ૫ મો ઉર્ફે મહમદ લતીફખાન**—ઇ. સ. ૧૫૩૩ થી ઇ. સ. ૧૫૫૪—૨૧ વરસ. આ સુલતાન નાની ઉમરે ગાદીએ બેઠો હતો, તેણે લાયક ઉમ્મરનો થયા પછી, અને રાજસત્તાનો કુલ અધિકાર હાથમાં લીધા પછી હિંદુ પ્રજા ઉપર ઘણો જુલમ ગુજારવા માંડયો અને રજપૂત રાણા તથા ઠાકરડાઓની જમીન જાગીરો બળાત્કારે ખુંચી લેવા માંડી. તેના એવા અત્યાચારથી કંટાળી જઇને તેના બુરહાન નામના નોકરે તેને મારી નાખ્યો, પછી અહમદ નાના એક બાળકને ગાદીએ બેસાડી સરદાર ઐતિમાદખાન તેના નામે અમલ ચલાવવા લાગ્યો. પણ તે બાળ સુલતાન તેના તાબામાંથી સ્વતંત્ર રાજતંત્ર ચલાવવાનાં કાવત્રાં કરવા લાગ્યો. જેથી ઐતિમાદખાને તેને પણ મારી નાખીને મુજફ્ફરશાહ ત્રીજાને ગાદીએ બેસાડયો.

**મુઝફ્ફરશાહ ત્રીજો**—ઇ. સ. ૧૫૬૧ થી ૧૫૭૩—૧૨ વરસ ગુજરાતનો આ છેલ્લો સુલતાન હતો, તે પોતાનાં રાજ્ય અને સરદારોને સાચવી શકયો નહિ, જેથી તેઓમાં અંદરો અંદર લડાઇ ટંટા થવા લાગ્યા. તેવામાં દીલ્હીના અકબરબાદશાહે ઇ. સ, ૧૫૭૩માં આ સુલતાનને હરાવી ગુજરાત ખાલસા કરી તેને આગ્રામાં કેદ કર્યો. આગ્રામાં નવ વરસ કેદ ભોગવીને મુઝફ્ફર નાસી છુટયો, અને કેટલાક રાજાઓ સાથે સંપ કરીને ગુજરાત પાછું મેળવવા ૭ વરસ સુધી અકબર સામે લડયો, પરંતુ ઈ. સ. ૧૫૯૧ માં ફરીથી અકબરના લશ્કરે તેને પકડયો. તેને આગ્રે લઇ જતાં તે રસ્તામાંજ આપઘાત કરીને મરી ગયો.

---

## પુનરાવર્તન.

**ગુજરાતની સ્વતંત્ર સુલતાની**—આ છેલ્લા મુજફ્ફરશાહથી સમાપ્ત થઇ. તેમાં ૧૫ બાદશાહો થયા તે પૈકી, ૯ નબળા અને ૬ પરાક્રમી ને ચતુર પરંતુ ધર્માંધ અને જુલમી હતા. જેથી તેમાંના કોઇની સારા રાજામાં ગણત્રી થઇ શકતી નથી. જો તેઓએ હિંદુ મુસલમાન વચ્ચે સમાન ભાવ રાખ્યો હોત, ધર્માંપણું ત્યાગ્યું હોત, એક પ્રજાની સંપૂર્ણ પ્રીતિ સંપાદન કરી હોત, અને અત્યાચાર ટાળી દીધાં હોત તો તે **સ્વતંત્ર સુલતાની** ઘણી મુદત સુધી બાળપુર્વક ટકીહોત.

## મોગલાઇ રાજ્ય.

**અકબર શાહ**—મોગલ શહેનશાહ અકબર ઇ. સ. ૧૫૭૩ માં ગુજરાત ખાલસા કરી, લાંબા કાળથી ચાલતી અંધેર વ્યવસ્થા અને અશાન્તિ દૂર કરી શાન્તિ પાથરી, પ્રજાને સુખી કરી. ગુજરાતને નવજીવન મળ્યું, અને પ્રજામાં નૂતન બળ પ્રસર્યું. શાણા અકબરે યુક્તિપૂર્વક હિંદુ મુસલમાનોની પ્રીતિ સંપાદન કરી દેશમાં સમાધાની પાથરી, ઉત્તમ રાજ્ય વ્યવસ્થા આદરી ગેરવ્યાજબી રીતે અમલના અંધા સુલ્તાનોએ ખુંચાવી લીધેલી જમીનો જાગીરો, રાજા રાણા અને ઠાકોરોમાં જેની હતી તેને પાછી આપી. અને સંપૂર્ણ રીતે દેશમાં સલાહ શાંતિ પાથરી.

**સલીમ ઉર્ફે જહાંગીર**—એ અકબરનો પુત્ર હતો. એક વખત ગુજરાતમાં આવ્યો ત્યારે તેણે અમદાવાદને ગીર્દા બાદની ઉપમા આપી. કારણ કે અમદાવાદની હવા તેને માફક આવતી નહોતી. આ બાદશાહની વખતમાં પણ અકબરની માફક રાજ્યમાંશાંત હતી.

**શાહજહાન**— એ જહાંગીરનો પુત્ર હતો. જ્યારે તે ગુજરાતનો સુબો હતો ત્યારે તેણે અમદાવાદમાં શાહીબાગ નામે જે

સુંદર મહેલ બધાવેલો તે હજી પણ કાયમ છે હાલ તેમાં ઉ વિભાગના કમીશનર રહે છે.

**ઔરંગ ઝેબ ઉર્ફે આલમગીર**—શાહજા પછી તેનો છોકરો ઔરંગઝેબ ' આલમગીર ' નામ ધારણ કરીને ગાદીએ બેઠો. તેણે અકબરના વખતથી ચાલતી આવેલી રાજનીતિ તોડી નાખી હિંદુ પ્રજા ઉપર હદ ઉપરાંત જૂલમ ગુજાર્યો.: આલમગીર જુલ્મી, નિર્દય, ઘાતકી, અને ધર્માંધ હતો. તેના વખતમાં રાજપૂતો, અને મરાઠાઓએ મોગલાઇ તોડી પાડવાની તૈયારીઓ કરી. આ વખતે યુરોપની કેટલીક મંડળી આ દેશમાં હતી—તેમાં અંગ્રેજો વધારે જોરપર હતા.

## મરેઠી રાજય.

ઔરંગઝેબ પછીના પાદશાહો નબળા નીવડવાથી અને મુગલ સરદારોમાં ફાટફૂટ થવાથી દીલ્હીની **મોગલ સલ્તનતની** ડોલમડોલા થવા માંડી. આ વખતે **મરેઠી રાજ્ય સ્થાપક** દક્ષિણના **વીર પુરૂષ શિવાજીએ** મરેઠી સત્તા જમાવી દેઇ મરેઠી રાજ્ય મજબૂત કર્યું.

શિવાજીના પૌત્ર **શાહુને** સતારાની ગાદી મળી. અને **બાલાજી પેશ્વાએ** ઈ. સ. ૧૭૩૪ માં પુનામાં ગાદી કરી, શાહુ રાજાને **ખંડેરાવ** અને **દામાજી ગાયકવાડ** એ બે સેનાપતી હતા તેઓ વારંવાર ગુજરાત પર ચઢી આવતા. અને મોગલોને હંફાવતા.

ઇ. સ. ૧૭૨૧ માં ખંડેરાવ, અને દામાજી ગાયકવાડ ગુજરી ગયા, ને તેમની જગાએ **ત્ર્યંબકરાવ** તથા **પિલાજી** થયા. એક વખતે ત્ર્યંબકરાવની ઉદ્ધતાઇથી બાજીરાવ પેશ્વાએ તેને મારીનાંખ્યો

અને ઇ. સ. ૧૭૩૧ માં પિલાજી ગાયકવાડને ગુજરાતનો વહીવટ સોંપ્યો ત્યારથી ગુજરાતની મોગલાઇ નાશ પામીને ગાયકવાડી શરૂ થઇ. પિલાજીએ રાજધાની વડોદરામાં કરી અને આસપાસના રાજા, નવાબોને જમાવીને જબરજસ્તીથી ખંડણી વસુલ કરી.

## ગાયકવાડી રાજ્ય.

આ વખતે દીલ્હીના બાદશાહ તરફથી **જોધપુરનો અમરસીંહ** ગુજરાતનો સુબો નિમાયો. તેણે પિલાજીને ઇ. સ. ૧૭૩૨માં ડાકોરમાં મારી નાખ્યો જેથી પીલાજીનો પુત્ર દામાજી ગુજરાતનો રાજા થયો. તેણે બહાદુરીથી ઘણી સત્તા જમાવી દીધી. અને પેશ્વા સરકાર સાથે સંપ કરી, ઇ. સ. ૧૭૫૭ માં અમદાવાદ જીતી લઇ, મોગલ સલ્તનતની સમાપ્તિ કરી;

મોગલ સલ્તનતની ફાટફુટના સમયમાં સુરતનો નવાબ પોતાનો મુલક જાળવી શકયો નહિં. તે પ્રસંગનો લાભ લેઇ **અંગ્રેજની વેપારી** મંડળીએ સુરત કબજે કર્યું. અને બીજે સ્થળે પણ અંધાધુંધી જોઇને વેપારનું કામ પડતું મુકી, રાજ મેળવવામાં ચિત્ત લગાડયું.

દામાજી ગાયકવાડના મરણ પછી તેના છોકરાઓ સામસામે લડવા લાગ્યા. જેથી પેશ્વા સરકારે તેના મોટા પુત્ર શિવાજીને ગાદી આપી. પણ તે રાજકાજમાં નાલાયક જણાવાથી બીજા પુત્ર **ફતેસીંહ**ને ગાદીએ બેસાડયો. તેણે ઇ. સ. ૧૭૮૪ સુધી સારી રીતે રાજકારભાર ચલાવ્યો.

હવે અંગ્રેજ લશ્કરે ઇ. સ. ૧૭૭૨ માં ભરૂચ જીત્યું. અને ઇ. સ. ૧૭૮૦ માં ગુજરાતમાં વિજય પણ મેળવ્યો.

ફતેહસીંહ પછી **માનાજી** અને **માનાજી** પછી **ગોવીંદરાવ**

ગાયકવાડ થયો તેના વખતમાં સેલુકર નામે સુબેદાર પેશ્વા તરફથી અમદાવાદમાં આવ્યો તે ઘણો જુલમી હતો ને તેના વખતમાં અમદાવાદમાં ગાયકવાડની તથા પેશ્વાની એ બેઉ સત્તા ચાલતી હતી. ગાયકવાડ સરકાર ગાયકવાડની હવેલીમાં પેશ્વા સરકાર ભદ્રમાં રહેતા સેલુકર ગાયકવાડની હવેલીપર હુમલો કર્યો જેથી ગાયકવાડ સરકારે તેને કેદ કરી વડોદરે મોકલી દીધો.

ઇ. સ. ૧૮૦૦ માં નવાબને સાલિયાણું બાંધી આપીને અંગ્રેજોએ સુરતનો કુલ કબજો કરી લીધો અને ગોવીંદરાવે પણ ગુજરાતમાંથી પેશ્વાઇ સત્તા નાબુદ કરી. તેની પછીના રાજાઓ નબળા પડતા ગયા. અને એવી વખત આવી પડી કે અંગ્રેજની મદદ વિના ગુજરાતનું ગાયકવાડી રાજ ચાલી શકે નહિં. જેથી ગાયકવાડ અંગ્રેજના તાબેદાર થઈ તેમની સલાહ મુજબ રાજ્ય ચલાવવા લાગ્યા જેથી અંગ્રેજોને પણ ઘણાં પરગણાં મળ્યા અને ઇ. સ ૧૮૧૮ માં અમદાવાદ પણ અંગ્રેજને હાથ આવ્યું. આનંદરાવના વખતમાં તેના પિતરાઇ ભાઇ મલ્હારરાવ ગાયકવાડે બંડ કર્યું. તે અંગ્રેજોએ સમાવ્યુ. અગે અંગ્રેજ સરકારની મદદથી ગાયકવાડે દેશમાં સલાહ શાન્તી પાથરી હાલ ગાયકવાડ સરકાર શ્રીમંત મહારાજાસયાજીરાવ ત્રીજા છે.

## અંગ્રેજી રાજ્ય.

દેશમાં અંગ્રેજી રાજ્ય સ્થપાયા પછી રાજા રજવાડાઓના અરસ્પરસના ઝગડા બંધ પડયા. સીમાડાઓ અને દેશી રાજાઓની હદોનું સમાધાન થયું, અને શાન્તીથી રાજ્ય ચલાવવા માટે અંગ્રેજ સરકારે આ દેશના બે ભાગ પાડયા. (૧) ખાલસા મુલક (પોતાના તાબાના મુલક) (દેશી રાજ્યો.)

ખાલસા મુલ્કમાં પોતે સુધરેલી રાજનીતિ દાખલ કરી દેશની આબાદાની વધારી અને દેશી રાજ્યોમાં પણ રાજાઓને રાજ્યકાર્યમાં સલાહ આપવા સારૂ પોલિટિકલ એજાટો, રેસીડન્ટો અને કમિશનરો વિગેરે મોકલી નવી રાજનીતિ બંધાવીને પ્રજાને સુખી કરી.

ઈ. સ. ૧૯૫૨ માં ગુજરાતમાં આગગાડી દાખલ થઇ. અને તાર ટપાલ ઓફિસ વિગેરે ખોલ્યાં. ધીરે ધીરે દેશમાં રેલવે ફેલાતી ગઇ. અને દેશની આબાદાની તથા સુખ શાન્તી વધતી ગઇ.

ઇ. સ. ૧૮૫૭ માં દેશી સિપઇઓએ અને બંડખોર રજવાડાઓ તથા મુસલમાન સુબાઓ દેશમાં ભારે ગળવો જમાવ્યો તે પણ અંગ્રેજ સરકારે ચાલાક અમલદારો અને ચાલાક સીપાઇઓની મદદથી બેસાડી દીધો. આપણા દેશનું રાજ્ય અંગ્રેજોની ઇસ્ટ ઇંડિયા નામની વેપારી કંપની ચલાવતી હતી. બળવો સમી ગયા પછી તે ઈંગ્લાંડના મહારાણિ વિકટોરિઆએ પોતાના હાથમાં લીધું. ત્યારથી પહેલાં કદી પણ નહિં જોએલી હોય તેવી સુખ શાંતિ અને આબાદાની દેશમાં પથરાઇ. મહારાણીજીની પછી તેમના વડા કુંવર સાતમા એડવર્ડ હિંદના શહેનશાહ થયા. તેમના વખતમાં પણ દેશમાં સુખ શાંતિ તેવીજ રીતે જળવાઇ રહી. અને ઇ. સ. ૧૯૧૦ માં તેઓ સ્વર્ગવાસી થવાથી હાલના મહારાજ નામદાર પાંચમા જ્યોર્જ આપણા દેશના શહેનશાહ થયા છે. પ્રભુ તેમનું રાજત્વ અખંડ રાખો. અને આપણા એ માથાળુ રાજા જુગ જુગ જીવો.

સમાપ્ત.

# જાહેર ખબર.

અમારે ત્યાંથી નવા ધોરણને અનુસરીને
વિષયો સાથે તૈયાર કરેલી પહેલેથી સાત ધો
ધોની નોટો, નવિન પદ્ધતિ મુજબ તૈયાર
આવેલો લાલશંકર કૃત મોટા ગણિતનો તથા
કૃત ગણિતનો ખુલાસો, કિંડરગાર્ટનની નવીન
સાથેનો દેશીહિસાબ ભા. ૧ લો, મુખગણિત,
ડ્રોઇંગ બુકો તથા કોરી ડ્રોઇંગ બુક નવાં ધોરણ મુજબ
શિક્ષણને લગતાં કિંડરગાર્ટનનાં સાહિત્યો વીગેરે તમ
ગુજરાતી અને ઇંગ્રેજી સ્કુલોમાં ચાલતાં, અને ઇના
લાયબ્રેરીનાં તમામ પુસ્તકો ઇંગ્લીશ ને ગુજરાતી ડીક્
નરીઓ, પાઠમાળા તથા જ્યોગરાફીની ગાઇડો નાં
મોટી સુંદર નવા વરસની ફેન્સી ડાયરીઓ, અને કલમ
પેન્સિલ વગેરેની સ્ટેશનરી સામાન, દર વરસે છાપ
વામાં આવતા નવા રાજમેળ અને અડીયાં વીગે
કીફાયત ભાવે મળશે. વેપારીઓ તથા માસ્તરો
સારૂં કમીશન આપવામાં આવશે.

લખો યા મળો,

**એસ. બી. શાહની કંપની**

પાનકોરને નાકે—**અમદાવાદ**